# આવતી કાલ

પ્રિન્સીપાલ પ્રલ્હાદ કેશવ અત્રેના
'उद्यांचा संसार'નો અનુવાદ



અનુવાદક:

અંબુ. ક. વશી.

# અત્રે-માલા



સમર્થ મરાઠી નવલકાર નાટ્યકાર અને વિચારક
પ્રિં. અત્રેજીનાં પુસ્તકો ટૂંકમાં રજૂ થશે.

બ્રમાચા ભોપળા

સાષ્ટાંગ નમસ્કાર

મી ઉભા આહે

પરાયા કાવળા

બ્રાન્ડીચી બાટલી

વગેરે

ટુંક સમયમાં બહાર પડશે.

**ત્રિશક્તિ, નવલચોક કેળાપીઠ, સુરત.**

દેશબંધુ મુદ્રણાલય, નવલચોક કેળાપીઠ, સુરતમાં
ઇશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને
ત્રિશક્તિ કાર્યાલય વતી ત્યાંથીજ 'પ્રગટ કર્યું'

## આ ભા ર

**પ્રથમ સ્મરું**—શ્રી અંબુભાઈ વસીને જેમણે પોતે અનુવાદેલું આ નાટક બંધુભાવે અને શ્રદ્ધાપૂર્વક મને સૂપરત કર્યું અને મારી પાસે એ ત્રણ ત્રણ વરસ પડી રહ્યું, મારા પ્રતિકૂળ સંજોગોને કારણે, તોય જેણે અધિરાઈનો હરફ પણ ઉચ્ચાર્યો નહિ,

**દ્વિતીય સ્મરું**—આચાર્ય પ્ર. કે. અત્રેજીને જેમણે આ સાહિત્ય-રત્નને ગુજરાતીમાં પ્રગટાવવાની મને ઉદારતાપૂર્વક રજા આપી; અને તે પણ મારી સાથે દૃષ્ટિમાત્રનીય ઓળખ સિવાય,

**તૃતીય સ્મરું**—પ્રૉ. મોહનલાલ દવે સાહેબને જેમણે મારી વિનતિને માન આપીને આ રત્નને ઓળખી ઓળખાવનાર ઝવેરી બની વિદ્વત્તાભર્યું આદિ વચન લખી આપ્યું,

**ચોથા સ્મરું**—મારા કવિ ચિત્રકાર મિત્ર શ્રી હસમુખ પંડિતને જેમણે શ્રી અંબૂભાઈની પૂણેરી ગુજરાતીને સુરતી બનાવી આપી; એટલું જ નહિ, પણ સાથે ઉમળકાભેર એક સુંદર ભાવવાહી ચિત્ર પણ ચીતરી આપ્યું,

**અંતે સ્મરું**—તે સર્વશક્તિમાન પ્રભુને જેની ચરણરજ હું મારાં અલ્પ સાધન સામગ્રી ને શક્તિ વડે આ કલારત્નને ગુજરાતી વાંચકજગતના ચરણમાં રજૂ કરી શક્યો છું.

**ગુજરાત** એને અપનાવે, એ જ આશા.

—**ઈશ્વર વીમાવાળા**

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः

# અર્પણ પત્રિકા



આવતી કાલના મધુરાં સ્વપ્નાં જોતાં જોતાં અકાળે
કરમાયલા એ અણુવિકસિત પુષ્પની
જીવન સુવાસને.



# પાત્રો

( પ્રવેશે છે તે ક્રમે )

કરૂણા

શેખર

ગૌતમ

વિશ્રામ

ઉલ્લાસ

શેલા

નયના

રસુલ, એલિફ, સિપાઈ વગેરે.

## પ્રથમ ભજવાયું ત્યારે—

**“ શ્રી. પૂના ગુજરાતી બંધુસમાજ ”**

વાર્ષિક સ્નેહસંમેલન–૧૯૩૭.

**પ્રમુખઃ નામદાર કનૈયાલાલ મા. મુનશી.**

### — પાત્રો —

| | |
|---|---|
| વિશ્રામ | શ્રી. ચંદ્રકાન્ત વ્યાસ |
| ગૌતમ | શ્રી. હરિલાલ બારોટ |
| શેખર | શ્રી. ઈન્દુ શાહ |
| ઉલ્લાસ | શ્રી. હેમેન્દ્ર દવે |
| કરૂણા | શ્રી. આનંદકુમાર |
| શૈલા | શ્રી. મુકુન્દ ભટ્ટ |
| નયના | શ્રી. કુંજ દલાલ |
| રસુલ | શ્રી. હર્ષદ દેસાઈ |
| બેલીફ | શ્રી. ગુલુ ઘેલાણી |

## સ્થળ

ગુજરાતના કોઈક આગળ પડતા શહેરમાં
બૅ. વિશ્રામનું દિવાનખાનું.



## સમય

અંક ૧ લો : ઑગસ્ટ મહિનાનું બીજું અઠવાડીઉં.
સાંજના લગભગ સાડા છ.

અંક ૨ જો : પહેલા અંકના પ્રસંગો પછી પંદરેક
દિવસે–શનિવારે બપોરે લગભગ દોઢ વાગે.

અંક ૩ જો : અંક બીજાના પ્રસંગ પછી દશબાર
દિવસે. સવારના લગભગ દશ વાગે.

# અનુવાદક તરફથી—

'આવતી કાલ' મહારાષ્ટ્રના સમર્થ નાટકકાર શ્રી પ્રલ્હાદ કેશવ અત્રેના સર્વોત્તમ નાટક 'ઉદ્યાંચા સંસાર'નો અનુવાદ છે. ને આવતી કાલના સંસારને નામે–(જે નામ કદાચ વધુ બંધબેસતું ગણાય.) ઈ. સ. ૧૯૩૭ માં શ્રી પુના ગુજરાતી બંધુ સમાજના વાર્ષિક સ્નેહ સંમેલન સમયે, તે વખતના 'હોમ મેમ્બર' નામદાર કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ પુનાના કિર્લોસ્કર થીએટરમાં ભજવાયું હતું. સદ્‌ભાગ્યે શ્રી અત્રે પણ એ વખતે હાજર હતા.

આ નાટકના વસ્તુ પરત્વે લખતાં શ્રી અત્રેએ પ્રસ્તાવનામાં લખ્યું છે કે સંક્રાંતિ કાળમાંથી પસાર થતા આજકાલના હિંદુસમાજમાંના એક સંસારનું ચિત્ર દોરવાનો આ પ્રયત્ન છે. જુના આચાર વિચાર અદશ્ય થતા જાય છે. પણ નવીન આયુષ્યક્રમની રેખાઓ હજી સ્પષ્ટ ન થવાથી સમાજશાસ્ત્રીઓ અંધારામાં અથડાય છે. નેતાઓની દિશાભૂલને લીધે એમનું અંધ અનુકરણ કરનારાઓની થએલી દુર્દશાનું તો વર્ણન

થઇ શકે એમ નથી. વૈયક્તિક મતોની બેજવાબદારીએ ન્યાય-બુદ્ધિને કર્તવ્યપ્રીતિને કફોડી સ્થિતિમાં મૂકી દીધાં છે. ને વ્યક્તિગત વર્તન પર બંધન ન રહેવાથી સમાજમાં શીસ્ત રહી જ નથી.

ન્યાયબુદ્ધિ, સહિષ્ણુતા અને માનવી સદ્‌ગુણોના પાયા પર રચાયલા આ સંસારનો બુરજ એટલો બધો હાલી ગયો છે કે એની સુરક્ષિા માટે ખુલ્લી દષ્ટિએ વિચાર કરનાર પ્રત્યેક સમજુ માણસને મહાન ભય ઉત્પન્ન થયા વિના રહે નહિ.

અને એજ આ નાટકનું વસ્તુ છે. આવતી કાલે સંસાર કેવો માંડવો એના પર ઉપદેશ આપવા માટે આ નાટક નથી લખાયું. પણ જીવનની જવાબદારી ફગાવી જીવનારાઓનો આવતી કાલનો સંસાર કેવો હશે તે અહીં બતાવવામાં આવ્યું છે. વિશ્રામ ને કરૂણાના સંસાર ચોકઠામાં શૈલાનું પાત્ર સ્પષ્ટપણે ગોઠવીને આજે આપણાં સમાજમાં સુશિક્ષિત પ્રૌઢ કુમારિકાઓના વિકટ થતા જતા પ્રશ્ન તરફ વિચારકોનું ધ્યાન ખેંચવાનો લેખકનો ઇરાદો છે.

દિગ્દર્શિત સામાજીક સંકટમાંથી બહાર નીકળવાનો માર્ગ શોધી કાઢવાનો અધિકાર નાટકકારને નથી. અનુભવીઓ પાસે ભયનાં સ્થાનો જાણ્યા પછી ઉપાયનો પુલ બાંધવાનું કામ સમાજના સ્થાપત્ય કોવિદોનું છે એ કહેવાની જરૂર ન હોય. ઇબ્સેન કહે છે તેમ પ્રશ્ન પૂછવાનું કામ નાટકકારનું છે. ઉત્તર દરેકે પોતપોતાની શક્તિ ને પરિસ્થિતિ પ્રમાણે વિચાર કરી શોધી કાઢવાને છે.

મહારાષ્ટ્રીય સમાજ માટે રચાયલો આ નાટક આપણા

સમાજને પણ ઠીક ઠીક લાગુ પડે છે. મહારાષ્ટ્રમાં આ નાટક અનેક વાર ધંધાથી તેમજ શિખાઉ નટોદ્વારા ભજવાયું છે, અને પ્રેક્ષકોનું ખુબ માનીતું થયું છે, એ ગુજરાતીમાં ઉતારવાની મને સંમતિ આપવા માટે હું શ્રી અત્રેનો અત્યંત રૂણી છું. વળી આ નાટક ચાલુ નાટક તરીકે ક્રમશઃ પોતાના સાપ્તાહિકમાં 'પ્રતાપ' માં છાપવા માટે હું શ્રી. કાળીદાસ સેલતનો આભાર માનું છું. શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા અને શ્રી. મગનલાલ નાયકનો ઉપકાર તો કેમજ ભૂલાય?

નાટકનું ભાષાંતર જરા ઉતાવળમાં કરવું પડેલું. એને ફરી મઠારવાનો વિચાર હતો પણ એ નથી. બન્યું નાટકોનાં ગીતો તો મેં છોડી જ દીધાં છે. મહારાષ્ટ્રની રંગભૂમિમાં સંગીતનું સ્થાન આપણા કરતાં ઘણું ઉંચું છે. એજ રાગ ને લયમાં એવું ભાષાંતર કરવું દુર્ઘટ લાગવાથી મેં એ સાહસ નથી કર્યું.

મારાં એક વખતના પ્રોફેસર દવે સાહેબે પ્રસ્તાવના લખી આપીને, મને અત્યંત રૂણી બનાવ્યો છે.

—અંબુ ક. વશી.



# આદિ વચન

ભાઈ અંબુ ક. વશીની સાહિત્યના લેખન વાચન પ્રત્યેની અભિરુચિ એમની વિદ્યાર્થી અવસ્થામાંથી ખીલતી જતી હું નિહાળતો આવ્યો છું. પૂના એ હાલ એમનું નિવાસસ્થાન છે, અને પ્રિન્સિપાલ અત્રે જેવા સિદ્ધહસ્ત લેખકની રચનાઓ પ્રત્યે એમનું સાહિત્યપ્રેમી હૃદય આકર્ષાયું હોય એ સ્વાભાવિક છે. 'ઉદ્યાંચા સંસાર' એ મરાઠી સાહિત્યના લોકપ્રિય નાટકનો અનુવાદ પૂનાના 'ગુજરાતી બંધુસમાજ'ના વાર્ષિક સમારંભ નિમિત્તે ૧૯૩૭માં એમણે કર્યો હતો એમ જણાય છે. આપણા સુપ્રસિદ્ધ નવલકથાકાર અને ગુજરાતની 'અસ્મિતા'ને જોરશોરથી પ્રકટાવનાર શ્રીયુત કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે થયેલા એ સમારંભમાં પ્રિન્સિપાલ અત્રે પણ હાજર રહ્યા હતા. અનુવાદ તૈયાર કરવામાં રા. વશીને કદાચ વધારે પડતી ઉતાવળ કરવી પડી હશે. પોતાની સાહિત્યશક્તિની મર્યાદાના તીવ્ર ભાનને લીધે મૂળ નાટકનાં ગીતોને અસ્પૃષ્ટ રાખીને એક મનોહર તત્ત્વ એમણે રાજીખુશીથી ભલે જતું કર્યું હોય, છતાં આપણા સામાજિક જીવનના એક જ્વલંત પ્રશ્નને છેડવામાં મૂળ લેખકે જે સામર્થ્ય દાખવ્યું છે તે ગુજરાતની

જનતા આગળ સંપૂર્ણ વફાદારીથી એમણે રજુ કર્યું છે, અને તેમાં જ આ અનુવાદની પૂરેપૂરી સફળતા છે.

આ પુસ્તકમાં જે પ્રશ્ન છેડવામાં આવ્યો છે તે જીવનના મર્મને સ્પર્શ કરનારો હોવાથી મહારાષ્ટ્રના જનસમાજ પાસેથી તેમ જ ગુજરાતના જનસમાજ પાસેથી તાબડતોબ ઉકેલને માટે એ આગ્રહભરી માંગણી કરી રહ્યો છે. કોઈ પણ શિષ્ટ સમાજ એને ઉવેખી શકે એમ નથી. 'આવતી કાલનો સંસાર' એ નામ આપીને ગ્રન્થકર્તાએ 'આજ'નું બહુમાન સાચવ્યું છે. આપણો આજનો સંસાર શું આવતી કાલના સંસારની ભયંકર આગાહી આપણને આપી રહ્યો નથી? ઉંડા ગર્તમાં પડવાનો નિશ્ચિત ભય હોવા છતાં શું આપણે નિર્વિકાર અને નિશ્ચેષ્ટ રહીશું?

લગ્ન એટલે 'પ્રભુતામાં પગલાં માંડવાં' એવું આપણા કવિવરે આપણને શીખવ્યું છે. એ શબ્દો આપણા પોતીકા આપણે કરી લીધા છે. વખત બેવખત એનો પ્રયોગ કરવામાં આપણે આનન્દ માણીએ છીએ. બેજવાબદાર પુરુષના કઠોર વ્યવહારની ભયંકર યાતના અસાધારણ સહનશીલતાથી જેણે વેઠી છે એવી બાઈની દૃષ્ટિએ એ જ લગ્ન કેવું દેખાય છે તે પણ આપણે જરા જોવા અને વિચારવા જેવું છે:

"લગ્ન એટલે જીવનની ગાંઠ! અરે એ ગાંઠ જીવનની કે મરણની? પોતે છૂટા રહીને સ્ત્રીઓને પૂરી રાખવા માટે પુરુષોએ આ લોખંડી પીંજરૂં તૈયાર કર્યું. હજારો સ્ત્રીઓએ આ પીંજરાના સળીઆ પર માથું પટકી જીવ દીધો હશે. પુરુષોને સ્વેચ્છાચારનું સ્વાતંત્ર્ય આપી સ્ત્રીઓને આજન્મ બંદિવાન કરનાર આ પીંજરને ભાંગીતોડીને ફેંકી દેવું જોઈએ. તો જ આવતી કાલના સંસારમાં સ્ત્રીઓને ન્યાય મળશે."

આ વચનો આકરાં છે, પણ કરુણાએ જીવનભર જે દુઃખોની પરંપરા અનુભવી છે તે દુઃખો કંઈ ઓછાં આકરાં નથી. કરુણાના

જીવનની એ કરુણ કથની કરુણાના પોતાના શબ્દોમાં સાંભળવી વાચકને વધારે ગમશે. ધનવાન પિતાની એકની એક પુત્રી કરુણા પિતાના લાડમાં ઉછરેલા હોવા છતાં સુશિક્ષિત, સંસ્કારી અને સુશીલ હતી. એકાદ કર્તવ્યશીલ ગરીબનો સંસાર ઊભો કરી એને સુખી કરું એવી ભાવનાથી કરુણાને એના પિતાએ વિશ્રામની સાથે પરણાવી, અને ઘરજમાઈ તરીકે વિશ્રામ એના ઘરમાં રહ્યો. આ પ્રમાણે સસરાની અઢળક સંપત્તિનો અને સદ્‌ગુણસંપન્ન સ્ત્રીનો એ સ્વામી થયો; પરન્તુ અચાનક શ્રીમન્તાઈના એશ–આરામમાં પડતાં એની માણસાઈ એણે ગુમાવી. ઉપકાર માનવાનો તો બાજુએ રહ્યો. પણ કૃતઘ્નતા એના હૃદયમાંથી ભારોભાર છલકાવા લાગી. એક પુત્રીનો–શૈલાનો એ પિતા થયો ત્યારથી વિલાયત જવાની એણે હઠ લીધી. બબ્બે વર્ષ સુધી સસરા જમાઈની વચ્ચે અબોલા રહ્યા. આખરે સસરાએ કંટાળીને એને વિલાયત જવાની પરવાનગી આપી. વિલાયત જતા પહેલાં શેખર નામના એક પુત્રનો પણ પિતા એ થઈ ચૂક્યો હતો.

પાંચ છ વર્ષ એ વિલાયતમાં રહ્યો, અને સસરાના એક લાખ રૂપિયા એણે ભોર કર્યા. બૅરીસ્ટર થયા પછી પણ વિલાયતમાં જ કાયમ રહેવાનો એનો વિચાર હતો. સસરાએ કેટલા કાગળો લખ્યા, કેટલા તાર કર્યા, બે ચાર અંગ્રેજ મિત્રો મારફત કહેવડાવ્યું, પણ કંઈ વળ્યું નહીં. છેવટે જ્યારે 'તારી સ્ત્રીને લઈને આવું છું' એવો તાર કર્યો ત્યારે બીજી સ્ટીમરમાં 'સવારી પધારી.' વિલાયત નિવાસ દરમ્યાન કોઈ ફ્રેંચ બાઈની લપ એને વળગી હતી. તે બાઈ પણ બીજી બોટમાં એની પાછળ આવી, અને ચાળીસ હજારની નોટ એ બાઈને જ્યારે ગણી અપાઈ ત્યારે કેમે કરીને એ બાઈના પંજામાંથી તત્કાળ પૂરતો એનો છૂટકારો થયો. જે જમાઈના ઉપર જીવનની મોટી મોટી ઉમેદો રાખેલી

તેનાં આવાં ચરિત્ર જોઇને સસરાને જે આઘાત થયો તેને પરિણામે તે વ્યાધિગ્રસ્ત થયા, અને જીવન જે સંતાપને શમાવી શકે એમ ન હતું તેનું મૃત્યુના કૃપાળુ હસ્તથી છેવટે શમન થયું.

વિલાયતથી સ્વદેશમાં આવ્યા પછી પણ વિશ્રામની જીવન-લીલા તો એવી ને એવી જ રહી. 'ઘરની સ્ત્રીને લાત મારવી અને બજારૂ સ્ત્રીની બગલમાં હાથ નાંખી ફરવું' એ એની 'મોજીલી' પ્રકૃતિનું આગળ પડતું લક્ષણ થઈ પડયું હતું. દારૂબાજી, જુગાર એવાં એવાં વ્યસનો એને સજડ ચોંટી પડયાં હતાં. એક અવિવિવાહિત કન્યાના સુખોપભોગમાં જ એણે કેટલાં યે વર્ષો વીતાવ્યાં ! બાઈ સગર્ભા થઈ, અને તેણે એક પુત્રીને જન્મ આપ્યો. એ પુત્રીનું નામ નયના.

અપકીર્તિનો ટોપલો બાઈને માથે ઓઢાડી સમાજમાં ઊજળે મ્હોંએ વિશ્રામ ફરતો ફરે છે. બાઈનો નિષ્ઠુરપણે ત્યાગ કરીને એ ભોગી ભ્રમર બીજી કળીઓને ચૂમવાને ભટકતો રહે છે. બાઈ રીબાઈ રીબાઈને મરણ પામે છે, અને એની પુત્રી નયનાને એની માસી ઉછેરીને મોટી કરે છે. દૈવયોગે એ જ નયના વિશ્રામના પુત્ર શેખરના પ્રસંગમાં આવે છે, અને તે એના અનુપમ સૌન્દર્ય-થી મુગ્ધ થઈને એને પરણવાનો નિશ્ચય કરે છે. એના કુળ વિષે તજવીજ કરવાની એને તલમાત્ર પરવા નથી. પિતાનો નાનપણનો મોજીલો સ્વભાવ પુત્રને વારસામાં મળ્યો છે. એ મોજીલો સ્વભાવ કેવું વિકૃત સ્વરૂપ પામે છે તેના કઠોર અને કડવા અનુભવથી ચીમળાઈ ગયેલા હૃદયવાળી અને માત્ર સંતાનોને માટે જ જેનું જીવન છે એવી કરુણા પુત્રના એ મોજીલા સ્વભાવથી ભયભીત બને છે. માતાને ભયમુક્ત કરવા, એની ચિન્તાને દૂર હઠાવવા અનુપમ સૌન્દર્યવાળી નયનાનું દર્શન જ પર્યાપ્ત થશે એમ ધારીને શેખર નયનાને પોતાને બંગલે લઈ આવે છે. તે વખતે વિશ્રામની

દષ્ટિ નયના પર પડે છે અને નયના પણ જે "કાકા"ની પોતાના ઘરમાં મોટી છબી છે તેને પહેલી જ વાર જોય છે. જે બેશરમ ધીટતાથી એ કાકો ભયંકર વસ્તુસ્થિતિનો છચોક નિર્દેશ કરે છે તે આવતી કાલના સંસારને માથે ઝઝૂમતી આફતનું આપણને સચોટ ભાન કરાવે છે. એ વખતે "નયના ચીસ પાડી એકદમ નીચે પડે છે. કરુણા દિઙ્મૂઢ થઈ જાય છે. શેખરનો ચહેરો માથા ઉપર વજ્ર પડયું હોય તેવો થઈ જાય છે." અવિચારી અને બીનજવાબદાર પુરુષના અમર્યાદ જીવનવ્યવહારને પરિણામે તેની પત્નીનું જીવન તો ધૂળમા મળ્યું જ હોય છે, તે ઉપરાંત તેની નિર્દોષ સંતતિનો સંસાર પણ છિન્ન વિચ્છિન્ન થઈ જાય છે. સ્વચ્છન્દી પિતા તરફથી નયનાને ફરમાન છૂટે છે કે "આ ઘરમાં તારે કદી પગ મૂકવો નહીં. શેખરનો નાદ તારે છોડવો જ પડશે."

એ જ પિતા શેખરને નિર્લજ્જપણે સૂચવે છે કે "તારા આ પાગલપણાનું પરિણામ જો લગ્ન ન હોય તો તું લ્હેરથી-." આના જવાબમાં શેખર ટેબલ પર પડેલું પિત્તળનું ફૂલદાન ઉચકીને 'શટ અપ!' એમ ન કહે તો બીજું શું કરે? નયના એને જ્યારે કરગરીને કહે છે કે "આ જગતમાંથી વિદાય લેતાં પહેલાં મને તમારા પગમાં માથું મૂકી પેટ ભરીને રડી લેવા દો," ત્યારે વિશ્રામ તિરસ્કારથી એને દૂર હઠાવે છે અને ઘોર વાણી ઉચ્ચારે છે કે "હું તારો બાપ હોઉં તોય તું મારી છોકરી નથી." આગળ વધીને એ નરી માણસાઈની સીમા પણ ઉલ્લંઘી જાય છે અને કહે છે કે "તું મરીશ તો તારે માટે રડવા કોણ બેઠું છે? મર, જોઈએ! એક નધણિયાત કૂતરાની માફક રસ્તા પર ફેંકી દઈશ, આમ..." આ જ વખતે શેખર ત્યાં આવી પહોંચે છે અને કહે છે:

"પાછો ખેંચો એ હાથ! તમારું વાત્સલ્ય જોઈ એકાદ પશુને

પણ શરમાવું પડે. એને માટે કોણ રડશે ? આખી દુનિયા રડશે. પત્થરનું દીલ પણ દ્રવશે. માત્ર તમારૂં 'પિતૃહૃદય' પત્થર જેવું કઠણ કરી મૂકજો. નહિ તો ભૂલમાં એમાંથી યે પ્રેમનાં ઝરણો ફૂટશે."

જેને ઉદ્દેશીને પુત્રને આવાં વચનો ઉચ્ચારવાં પડે છે, કારુણ્યની મૂર્તિ, સહનશીલતાની પ્રતિમા કરુણાને પણ જેને ઉદ્દેશીને છેવટે કહ્યા વગર રહેવાતું નથી કે "રાક્ષસ! આજ અઢાર અઢાર વર્ષથી તું મને દળી રહ્યો છે શા માટે?" તેનામાં 'સમાજની આબરૂ' અને 'કીર્તિ'નો ઘમંડ આપણે જોઈએ છીએ ત્યારે તો આપણે છક જ થઈએ છીએ. 'વિનયભંગ' અને 'વચનભંગ'ના કેસ એ જીતે છે. 'હું તો ગમે તે સભાનો પ્રમુખ થઈ શકું છું" એમ એ માને છે. 'આજકાલના તરુણોમાં બેજવાબદારીનો રોગ જ ફેલાયો હોય એમ મને લાગે છે' એમ કહીને વ્યાખ્યાનમાં એ વાત પર વિવેચન કરવાનો વિચાર એ રાખે છે,

"જો આ બાઈ ભણેલી સ્ત્રી. જોયું! પોતાના બનેવી સાથે પરણી. એની બેન જીવતી જાગતી બેઠી છે છતાં...નો, નો, ધિસ વોન્ટ ડુ! ધિસ મસ્ટ સ્ટોપ."

એવી એ વાતો કરે છે અને 'વિરોધ સભા'નો પ્રમુખ બને છે. વળી દારૂ પીતાં પીતાં મહાવાક્ય ઉચ્ચારે છે કે:

"માણસમાં 'કેરેક્ટર' જોઈએ, કેરેક્ટર. 'કેરેક્ટર' વગરના માણસની કિંમત શી? તું ગમે તેમ કહે પણ આવી ભણેલી છોકરીની ફજેતી થવી જ જોઇએ. હમણાં હમણાં એ બધીઓ બહુ જ બહેકી છે."

ખુદ પોતાની ભણેલી છોકરી તરફ એનું દુર્લક્ષ રહે છે. પોતાના સ્વચ્છન્દ જીવનવ્યવસાયમાં શૈલાના વર્તન પ્રત્યે દૂર દૂરથી નજર ફેંકવાની એને ક્યાંથી ફુરસદ હોય? 'મને આ સુશિક્ષિત પ્રૌઢ કુમારિકાઓના ભવિષ્યની ચિન્તા થાય છે' એવા ઉદ્‌ગાર તો કુટુમ્બના હિતૈષી ગૌતમના જ મુખમાંથી નીકળે છે. આ ગૌતમને

નાટકનું ગૌણ પાત્ર જ આપણે ગણી શકીએ. પરન્તુ લૂલી પાંગળી પત્નીને હાથમાં ને હાથમાં રાખી તેની નાના બાળક જેવી શુશ્રૂષા એ કરે છે તે એની વફાદાર એકનિષ્ઠા વિશ્રામની બીનજવાબદાર ભટકણવૃત્તિને પડછે મૂકાતાં કંઇક અનેરી દીપ્તિથી ઝળકી ઊઠે છે. વિશ્રામનો એ બાળમિત્ર છે, વિશ્રામનું વસમું પરિવર્તન એ સખેદ જોઈ રહ્યો છે. વિશ્રામને વળગેલા ફ્રેંચ બાઈના વળગાડને છોડાવવામાં એની જ મદદ લેવાયલી. કરુણાને હૈયાની વરાળ કાઢવાનું આ વિશાળ વિશ્વમાં એકનું એક સ્થાન એ જ હતો. કરુણાનાં સન્તાનોની એને ફીકર રહેતી. શૈલાની બાળચેષ્ટાઓ એને ભયભીત બનાવતી. એ ગૌતમના ઉદ્દગારોમાં નાટકકારનું પોતાનું હૃદય આપણે વાંચીએ છીએ.

શૈલાના પાત્ર વડે આપણા સમાજજીવનમાં અતિ વિકટ બનતો જતો સુશિક્ષિત પ્રૌઢ કુમારિકાઓનો પ્રશ્ન નાટકકારે છેડચો છે, અને કેવળ કલાની દૃષ્ટિથી જોતાં પણ એ પાત્રનું આલેખન નાટકકારની પ્રતિભાના ઓજસનું આપણને ભાન કરાવે છે. સ્ત્રીઓને થતા અન્યાયને કારણે પુરુષોની સામે ઝુંબેશ ઉઠાવનારી અને પરણીને પોતાનું સ્વત્વ ન ગુમાવવું એવા પોતાના દૃઢ સંકલ્પનો ઉદ્દઘોષ કરનારી કૉલેજ કન્યાઓ સમ્બન્ધી ડૉકટર ગૌતમના 'જૂના–પુરાણા' વિચારો આપણું ખાસ લક્ષ ખેંચે એવા છે:

"પુરુષોને ગાળ દેવાનો રોગ આ ભણેલી અપરિણીત તરુણીઓમાં આજકાલ ખૂબ જ ફેલાતો જાય છે...પુરુષોને ગાળો દેતાં દેતાં થાકે ત્યારે એ લોકો વિસામા માટે પુરુષોને જ ગળે વળગે છે, એ મારો અનુભવ છે. બાકી આ વ્યાખ્યાનો તો કુંવારા પુરુષોને પોતાના તરફ આકર્ષવાની એ છોકરીઓની યુક્તિ છે"

ગમે તેમ હોય, શૈલા જેની સાથે છૂટથી ફરે છે, હરે છે

તે પુરુષ–ઉલ્લાસ કંઇ કુંવારો નથી, પણ પરિણીત છે. શૈલાની માતા કરુણા એને શાખામણના બે બોલ કહે છે તે પ્રસંગ એની અતિ સામાન્યતાને કારણે જ અહીં ઉતારવા જેવો છેઃ

**કરુણા**–શૈલા, તું આવડી મોટી ભણેલી ગણેલી છોકરી! તું નહિ સમજે એમ કંઈ હોય? શું તને આ સારૂં લાગે છે? પુરુષ સાથે એકલાં વેળા કવેળાએ જવું, ફાવે ત્યાં ફરવું...!

**શૈલા**–તેમાં શું થયું? બા, પુરુષ શું સ્ત્રીને ખાઈ જાય છે? શું તે વાઘ છે? જે સ્ત્રીઓને પુરુષોનો ભય લાગતો હોય તેઓ ભલે તેમનાથી દૂર રહે; હું તો તેમની સાથે ભળીશ. શું હું એટલી બધી પામર છું એમ તને લાગે છે? જેને પોતાના મન ઉપર કાબુ ન હોય તે પુરુષોથી ચાર હાથ ભલે દૂર રહે. મારૂં પોતાનું રક્ષણ કરવાની મારામાં શક્તિ છે.

**કરુણા**–બધા જ પુરુષો કંઈ સરખા નથી હોતા. વળી ઉલ્લાસ તને લાગે છે એટલો સારો માણસ નથી.

**શૈલા** (ગુસ્સામાં ઊભી થઈ)–બા, મારા મિત્રો સંબંધમાં તું ગમે તેમ બોલે, તે મને નહિ પરવડે. કોણે ગૌતમકાકાએ તને કહ્યું લાગે છે. નવરા લોકોને નકામું ડહાપણ કરવું બહુ ગમે છે! પણ મને જે ગમશે તે હું કરીશ; મને ફાવશે તેની સાથે ફરીશ અને મનમાં આવશે ત્યાં જઈશ.

ઊર્મિલા દેસાઈ પોતાની બેનની હયાતી છતાં પોતાના બનેવી સાથે પરણે છે તેમાં શૈલાની દૃષ્ટિએ 'ખરી નૈતિક હિંમત' જણાય છે, અને ઊર્મિલાને 'આજ ને આજ જ' અભિનંદનનો પત્ર લખવાને એ ઉત્સુક બને છે. આવા ઉચ્છૃંખલ માનસની શૈલા અવિવાહિત સ્થિતિમાં જ માતૃત્વના પદને પ્રાપ્ત કરવાની અવસ્થામાં આવીને ઊભી રહે છે, અને તે વખતે જ ઉલ્લાસના "સૌજન્ય"નું સાચું માપ એ કાઢી શકે છે. એના કાલાવાલા, એની ધમકી, એનું અસહાય સ્થિતિનું રોદન, કશાથી એ ઉલ્લાસને

પલાળી શકતી નથી. ગૌતમકાકાના તનતોડ પ્રયાસો પણ એ પત્થરને પલાળવાને અસમર્થ નીવડે છે. આ પરિસ્થિતિમાંથી છૂટવાને ડૉ. ગૌતમની દાક્તરી મદદ લેવાનું વિશ્રામ સૂચવે છે ત્યારે શૈલાનું સ્વાભાવિક આત્મમાન પ્રજ્વળી ઊઠે છે અને તે કહે છે:

મારા માતૃત્વનો આવી રાક્ષસી રીતથી ધ્વંસ કરી કૌમાર્યનો ખોટો ઢોંગ લઈ જગત્‌માં જીવી રહેવાની મને ઈચ્છા નથી. તમને ચોરી છૂપીથી કરેલી ગમે તેવી અનીતિ ખપે છે, પણ લગ્ન પહેલાંનું માતૃત્વ તમને મહાન પાતક લાગે છે...આ શૈલા ઢોંગ કરી જીવશે નહિ અથવા બેઆબરૂ થવાના ભયથી મરશે પણ નહિ. સમાજના આ અન્યાય વિરુદ્ધ બંડ પોકારવા માટે શૈલા અવિવાહિતા માતા તરીકે જીવશે.

વિશ્રામ એને ઘરની બહાર કાઢી મૂકવાની ધમકી આપે છે અને "ચાલ, અત્યારે ને અત્યારે જ તારૂં કાળું કર" એમ કહી એના શરીર પર ધસે છે,.ત્યારે કરુણા એને ગોદમાં લઈને કહે છે કે

"દૂર હઠો. શૈલા આ ઘરમાંથી બહાર નહિ જાય. આ ઘર મારૂં છે, મારા પિતાનું છે. એને આવી સ્થિતિમાં હાંકી કાઢવાનો તમને જરા યે અધિકાર નથી."

'કુમારી કન્યાના કલંકિત માતૃત્વને હું અહિં બેસી રહી જોયાં કરૂં ?' એ વિશ્રામના પ્રશ્નનો ઉત્તર કરુણા આવેશથી વાળે છે:

"માતૃત્વ કદી અપવિત્ર હોતું નથી. માતૃત્વને પવિત્રતાનો ચિરંજીવ અમરપટો મળ્યો છે. જગત્‌ના આદિથી અંત સુધી માતા તો મંગળ જ રહેશે. માતાઓનું રક્ષણ કરવું એ સમાજનું પ્રથમ કર્તવ્ય છે, પછી એ માતા વિવાહિત હોય કે અવિવાહિત હોય. થવાનું હોય તે થાય પણ શૈલા આ ઘરમાંથી બહાર નહિ જ જાય."

માતાના વત્સલ હૃદયમાંથી નીકળેલાં આ આવેશભર્યાં

વચનો ઉવેખવાં એ નિઃસંશય કોઈ પણ શિષ્ટ સમાજને ભારે થઈ પડે એવું છે.

શૈલાના દુઃખનો આટલેથી જ અન્ત નથી આવતો. ઉલ્લાસ ફરી પાછો એને આંગણે પધારે છે. આ વખતે એની વહુ મરણ પામ્યાને સાતમો દિવસ થયો છે. શૈલાને 'સંકટમાંથી ઉગારવા'ના કૃપાભર્યા વિચારથી એની સાથે લગ્ન કરવા એ હવે તૈયાર થયા છે. શૈલા એને પૂછે છે:

શું તમારી પત્ની મરી ગઈ? આટલા દિવસ થયા તો પણ તમે એ આનંદની ખબર મને કહેવા ન આવ્યા? તમારી સ્ત્રીનું પ્રેત બારણામાં રાખીને તાબડતોબ મને કહેવા આવ્યા હોત તો પણ આપણે તે જ ઘડીએ લગ્ન કરી નાંખત અને પછી સ્મશાનયાત્રામાં તમે નિર્બંધ-પણે જઈ શકત. સાધુના સ્વાંગમાં ફરતા આ શયતાન! કયા પરમેશ્વરે તને ઘડ્યો?...પહેલા લગ્નનું સૂતક વીત્યું નથી ત્યાં તો બીજા લગ્નને માટે પ્રયત્નો શરૂ કરી દીધા?...પત્ની મરવાથી તને આટલો બધો આનંદ થયો? કે પછી તેં જ એને ઝેર આપીને મારી નાંખી?

ઉલ્લાસને એ સ્પષ્ટ સંભળાવી દે છે કે 'તમારી સાથે લગ્ન કરતાં પહેલાં હું પત્થર પર માથું પટકીને પ્રાણ કાઢીશ.' પોતાના જેવી દુર્દૈવી સ્ત્રીઓને સમાજમાં રહી મનુષ્ય તરીકે જીવવાનો એકાદ માર્ગ મળે તેની શોધ કરવાનો પોતાનો નિશ્ચય એ જણાવે છે. માતા પિતાના ઘરમાં તેમની છત્રછાયા હેઠળ રહીને જગતની સામે બંડ ઉઠાવવાના એના વિચારને ઉલ્લાસ હસી કાઢે છે અને એને ટોણો મારે છે કે 'ઘરના ઉંબરા પર બેસીને એક કુરકુરિયું પણ આખા જગતને ભસી શકે છે.' ખરું પોત પ્રકાશી એ યદ્વા તદ્વા બકયો જાય છે તેને પરિણામે એક તમાચો એને પડે છે અને 'બદમાશ'નો ઇલ્કાબ પણ એને પ્રાપ્ત થાય છે. એના ડંખીલા હૃદયમાં વેરનો અગ્નિ હવે ભભુકી ઉઠે છે.

આણી તરફ શેખર શરાબનું સેવન કરીને પોતાની રહી-સહી માણસાઈને નાબૂદ કરવા મથી રહ્યો છે. આત્મહત્યા કરવાનો નિશ્ચય કરીને નીકળી પડેલી નયનાનું કમનસીબ એવું છે કે આત્મહત્યા પણ એનાથી નિરાંતે થઈ શકતી નથી. શેખરના જીવનનું ઘોર અધઃપતન એને માટે અસહ્ય થઈ પડે છે, અને શરાબના વ્યસનમાંથી એને ઉગારવા એ સબળ પ્રયત્ન આદરે છે. પરન્તુ જીવનવાદ્યના એ તૂટેલા તાર પાછા સાંધવા એને માટે પણ અશક્ય થઈ પડે છે. 'જીવતા રહીને મૃત્યુની ભયંકરતાનો અનુભવ કેમ લઈ શકાય છે' એ જગતને શીખવવાનું એકજ કર્તવ્ય એને માટે રહ્યું.

શૈલા પણ પોતાના બળ ઉપર જ ઝઝૂમવાની નેમથી ઘર છોડીને ચાલી ગઈ. કરુણાનું દુઃખ અસહ્ય થયું. "ગ્લાસ લાવ્યો તો તારૂં માથું જ ફોડી નાંખીશ" એમ રસૂલને કહીને જીવનભરની હૃદયવ્યથા એ વિશ્રામની આગળ વ્યક્ત કરે છે. એ કરુણ કથની એના પોતાના જ શબ્દોમાં વાચક જોઈ લેશે. અંતે પશ્ચાત્તાપનો કીડો વિશ્રામના પાષાણ હૃદયમાં પણ સળવળે છે:

"કાલનો વિશ્રામ મર્યો. આવતી કાલનો વિશ્રામ જગતને નિરાળો જ લાગશે. હમણાં ને હમણાં જઈ શૈલાને બોલાવી લાવું છું" એમ એ કહે છે ત્યાં તો ઉલ્લાસ બેલીફ સાથે આવે છે, અને વિશ્રામે પોતાની સ્ત્રીની બનાવટી સહી કરી ઘર ગીરો મૂકેલું તે કારણે જપ્તીનું વૉરંટ બજાવે છે. આ પ્રમાણે પોતાની માલીકીનું ઘર પણ જવાનો પ્રસંગ આવતાં દુર્ભાગી કરુણા આત્મહત્યા કરે છે અને વિશ્રામને તો એટલું જ કહેવાનું રહે છે કે "શેખર, શેખર, કરુણા આપણને છોડી ગઈ. પરમેશ્વરની આપણા ઉપરની કરુણા ગઈ." એના ઉત્તરમાં શેખરના મુખમાંથી જે ઉદ્ગાર નીકળે છે તે

કરુણાના આખા જીવનની દુઃખપરંપરાનું સચોટ ભાન આપણને કરાવે છે.

'આવતી કાલ'નું આ પુસ્તક છે. 'આવતી કાલ'નાં મધુરાં સ્વપ્નો એમાં સેવાયાં નથી. આવતી કાલના સંસાર પર જે ભયંકર આફત ઝઝૂમતી દેખાય છે તેનાં ઘોર દશ્યો એમાં ખડાં કરાયાં છે. એ દશ્યોના નિરૂપણમાં જ નાટકકારે પોતાની કળાની સાર્થકતા માની છે. સમાજના સડાનું એમણે ભાન કરાવ્યું છે. સડાને દૂર કરવાના ઉપાયની વિચારણા એમણે સમાજશાસ્ત્રીઓ અને તત્ત્વવિચારકોને માટે રહેવા દીધી છે. આપણે પણ એમને પગલે પગલે ચાલીને 'પરમેશ્વરની આપણા પરની કરુણા ગઈ' એવું કહેવાનો વખત આવતી કાલના આપણા શિષ્ટ સમાજને ન આવે એટલું જ ઇચ્છીશું.

માત્ર વાચનને માટે નહીં, માત્ર અભિપ્રાયને માટે નહીં, માત્ર વિવેચકોનાં કૃપાદૃષ્ટિ કે જગતમાં સુવિખ્યાત ક્રોધ–કટાક્ષનાં પ્રેરાયેલા અવલોકનોને માટે નહીં, પણ વાસ્તવિક જીવનને માટે ઉપયોગનું આ પુસ્તક અનુવાદ દ્વારા આજે ગુજરાતી વાચકોને મળે છે તે બદલ તેમને અભિનંદન.

ખપાટિયા ચકલા,
સુરત.
તા. ૨૭–૨–૪૫

**મોહનલાલ પાર્વતીશંકર દવે**

# અંક ૧ લો.

[ બૅરીસ્ટર વિશ્રામનું દિવાનખાનું. ભીંત પરના ઘડીઆળમાં સાડા છ હમણાં જ વાગ્યા છે. ડાબી બાજુના અધ-ઉઘડયા દ્વારમાંથી બહાર ધીમે ધીમે અંધકારનું સામ્રાજ્ય પ્રસરતું જણાય છે. આકાશ વાદળાંથી ઘેરાયું લાગે છે. દિવાનખાનામાં એક ખૂણે બપકાદાર સ્ટૅન્ડ છે તેની ઉપર રેડીઓ પડયો છે, તેમાંથી સંગીત સંભળાય છે.

થોડીવાર પછી જમણી બાજુના દ્વારમાંથી શેખર આવે છે. બૅરીસ્ટર વિશ્રામનો પુત્ર શેખર ત્રેવીસેક વર્ષનો હશે. એણે કેસરી રંગના રેશમી ખમીસ ઉપર ફ્લેનલનું 'પેંટ' પહેર્યું છે. એક મોટા આરસા સામે ઉભો રહી 'ટાઈ' બાંધતાં બાંધતાં એ કંઈક ગણગણે છે.

'ટાઈ' બાંધી રહ્યા પછી અંદર જઈ રંગબેરંગી ચટાપટાવાળો 'સ્પોર્ટિંગ કોટ' પહેરી એ બહાર આવે છે. પોતાના ગુંજનમાં રેડીઓ અંતરાય રૂપ લાગવાથી કંટાળો આણી રેડીઓ બંધ કરે છે. ફરી એક વાર અંદર જઈ ફેલ્ટ હેટ પહેરી આવે છે. આરસા આગળ ઉભો રહી કપડાં બરાબર પહેર્યાંની ખાતરી કરી

કાંટાના ઘડીઆળમાં જોતોજોતો ઝડપથી બહાર જવા જાય છે.

એટલામાં સામેના દ્વાર પર બાંધેલા કાચની નળી પરનો પડદો ખસેડી કરૂણા દિવાનખાનામાં ડોકીઉં કરે છે. ]

કરૂણા

કોણ ? શેખર ?

શેખર

( એકદમ ચમકીને ) કાં, બા ?

કરૂણા

શેખર, અત્યારે સાંજના ક્યાં બહાર જાય છે ? અને જવું જ હોય તો 'રેઈન કોટ' તો લેતો જા. આકાશ ખૂબ ઘેરાયલું છે, વરસાદ ક્યારે આવી પડે તે કહેવાય નહિ.

શેખર

મારે કંઇ દૂર જવું નથી. લાયબ્રેરીમાં જઈ હમણાં પાછો આવું છું.

કરૂણા

શું કહ્યું ? લાયબ્રેરીમાં ? શેખર, આમ જો, જોઇએ ! ( એની પાસે જઈ ) લાયબ્રેરીમાં જવા કોઇ આવો કપડાંનો ઠઠારો કરે ખરો કે ? આ કોટ ! આ ટોપી ! ગજવામાંથી ડોકીઉં કરતો આ રેશમી રૂમાલ ! ચારે બાજુ પ્રસરતો આ અત્તરનો મઘમઘાટ ! લાઈબ્રેરીમાં કંઇ મેળાવડો છે કે શું ?

શેખર

( ગભરાઈને ) ખરૂં કહું ? આખો દિવસ વાંચી વાંચીને

કંટાળ્યો એટલે નદી તરફ એક લટાર મારી આવવાનો વિચાર કર્યો. બેસી બેસીને તો મારું શરીર જકડાઇ ગયું છે. પરીક્ષા પાસે આવી ના !

કરૂણા

ખરે જ ?

શેખર

'ખરે જ' એટલે ? તને તો બધી મશ્કરી જ લાગે છે. 'લૉ'ની પરીક્ષા કેટલી કઠણ હોય છે તે તું શું જાણે ? એપ્રિલની પરીક્ષા ખોઇ તેવી આ પરીક્ષા ખોવી નથી મારે.

કરૂણા

તારી એ પરીક્ષાનું પરિણામ હું આજથી કલ્પી શકું છું.

શેખર

(ચ્હીડાઈને) નાપાસ થઈશ, એ જ ને ? નાપાસ થવાનો હઇશ તો નાપાસ થઇશ, પછી કંઈ ? એક તો વાંચી વાંચીને માથું પાકી જાય છે, ત્યાં તું પાછી આમ પજવે છે. (જવા માંડે છે.)

કરૂણા

(એને અટકાવીને) શેખર, આજ સુધી તું તારી બા જોડે ચિડાઈને ઘણી વાર બોલ્યો હઇશ, પણ કદી જૂઠું નથી બોલ્યો હં.

શેખર

જૂઠું ?

કરૂણા

હા અને તેં એની સાથે કદી છેતરપિંડી કરી નથી. પોતાની માતા સમક્ષ એના બાળકને જૂઠું બોલતાં કોણ શિખવાડે છે તે હું જાણું છું હં. (શેખર એની સામું જુએ છે.) કહું ? યૌવન,

એનું યૌવન. હવે બોલ જોઇએ, તદ્દન સાચું બોલ, તો ખબર પડે કે ભાઈસાહેબ કોના પ્રેમપાશમાં સપડાયા છે.

શેખર

આમ શું જાણ્યા કર્યા સિવાય ગમે તેમ બોલતી હઇશ ?

કરૂણા

એ...મ ? શેખર, નયના કોણ છે, વારૂ ?

શેખર

(એકદમ સ્થંભિત થઈને) નયના ? બા !

કરૂણા

હત્ ગાંડા ! એમાં ગભરાયો શું ? આજ તારૂં રહસ્ય ? આનું જ આખો દિવસ ચિંતન ચાલતું હતું ને ?

શેખર

ધીમે બોલ, બા. તેં એ ક્યાંથી જાણ્યું ? તને કોણે કહ્યું ?

કરૂણા

તારા વેવલાપણાએ. (પાછળ રાખેલા ડાબા હાથમાંનો પત્ર બતાવી) આ પત્ર તું જ લખતો હતો ?

શેખર

(એના હાથમાંથી પત્ર ખેંચી લઈ) મારા રૂમમાંથી લઇ આવી ને ?

કરૂણા

ના, બાગમાં પડયો હતો. તારા રૂમમાંથી પવનમાં ઉડી આવ્યો હશે. પ્રેમપત્રો આમ રખડાવાય કે ?

શેખર

તેં વાંચ્યો લાગે છે. (કરુણા હસે છે) પારકાના કાગળો વાંચવાનું તારે શું કામ ?

કરુણા

પારકા ? તું પારકો કાં ? અને આ કાગળ અધૂરો કેમ મૂક્યો ? મૂરખ ? પ્રેમપત્રો આમ અધૂરા છોડાતા હશે ?

શેખર

બા, એ તો ગાંડા જેવું કંઇક ચિતરતો હતો.

કરુણા

એમ ન કહે. એ બાળાના હાથમાં આ કાગળ જઈ પડ્યો હોત તો આની આગળ જરૂર એને સ્વર્ગ પણ નાનું લાગત. શેખર, સ્ત્રીઓ ઘણી ભોળી હોય છે, તે એકદમ વિશ્વાસ મૂકે છે. આપણને ખરૂં ન લાગે એ કોઈને લખવું નહિ.

શેખર

ઠીક એવું નહિ. પણ એમાં ઘણો ભાગ તો કાવ્ય છે.

કરુણા

મને એ કાવ્યની ખબર છે. આ કાવ્યજ સ્ત્રીઓને ફસાવે છે. આ કાવ્યજ એમના પર ભૂરકી નાંખે છે. એ જ કાવ્યના પ્રતાપે એઓ પ્રેમજાળમાં ફસાય છે. પણ પછી કાવ્યની બધી પાંખડીઓ ખરી જતાં માત્ર કાંટાજ બાકી રહે છે. (નિશ્વાસ નાંખે છે) પ્રેમ સત્ય છે, પ્રેમ ચિરંજીવ છે એમ કહેવાય છે, જગત્માં કોઇને એનો અનુભવ થયો હોય તો તે જાણે.

શેખર

ના, બા. અત્યાર સુધી મને લાગતું હતું કે પ્રેમ એ શબ્દ

માત્ર શબ્દકોષમાં જ હોય છે. પણ જીવનમાં ય એ મળી શકે છે એની હવે તો મને ખાતરી થઈ છે. પ્રેમનો ખરો અર્થ મને હમણાં જ સમજાયો. પ્રેમ સત્ય છે. અન્યને ગમે તેમ લાગે, પણ મને તો પ્રેમ મળી ચૂકયો છે.

કરૂણા

આ જ શબ્દો પચીસ વર્ષ પહેલાં તારા પિતાના મુખમાંથી નીકળ્યા હતા. શેખર, તારી માતાના વહાલ કરતાં આ પ્રેમનું મહત્વ તને વધારે લાગે છે?

શેખર

તે તું મને પૂછીશ જ નહિ. તું ચિડાઈશ, કદાચ મને કૃતઘ્ની ગણીશ. પણ એ બન્નેની તુલના શી રીતે થઈ શકે? માના પ્રેમમાં ગાયના દુધની મીઠાશ હોય છે, ત્યારે તરુણીના પ્રેમમાં દ્રાક્ષાસવની માદકતા હોય છે. એકથી બુદ્ધિ સંતોષાય છે, બીજાથી હૃદયની વ્યાકુળતા વધે છે. જગત પવિત્ર છે, મંગળ છે, એ મેં તારાથી જાણ્યું. જગત્ મનોહર છે એ મેં નયનાથી જાણ્યું.

કરૂણા

મને બતાવીશ તારી નયના?

શેખર

ના. મને ભય લાગે છે, મોટી માણસનો મને સદા ભય લાગે છે. કદાચ એ તને નહિ ગમે.

કરૂણા

શું એ સુંદર નથી?

શેખર

સુંદર! સૌંદર્યની તો એ પરમ રમણીય કવિતા છે. વિશ્વમાં

આટલું સૌંદર્ય હોઈ શકે એવી મને કલ્પનાયે નહોતી. એવા સૌંદર્યથી મોહિત ન થાય એ પુરૂષ કાં તો આંધળો, કાં તો જડભરત જ હોઇ શકે.

**કરૂણા**

તો પછી મને નહિ ગમે, એમ શા ઉપરથી કહે છે ?

**શેખર**

(મુંઝાઈને) મને ખબર નથી.

**કરૂણા**

ખબર નથી એટલે ? નયના છે કોણ ?

**શેખર**

તે તો તું મને પૂછીશ જ નહિ. ખરેખર, એની મને ખબર નથી. એક વખત અચાનક અમે ભેગાં થયાં અને અત્યાર સુધીમાં બે ચાર વખત જ અમે મળ્યાં છીએ. તાજમહાલ જોવા જનાર માણસ એ કઇ સાલમાં બંધાયો અથવા એને બાંધતાં શો ખર્ચ થયો એમ પૂછે ખરો ? હું જાઉં છું, હું એને મળવા જ જતો હતો.

**કરૂણા**

શેખર, યુવાનોના હૃદયને હું બરાબર ઓળખું છું. તું યે નાનો નથી. વળી તારી ઈચ્છા આડે મારે આવવું યે નથી, પણ—

**શેખર**

એ પણ બણ કંઇ નહિ. 'સ્પષ્ટ વિચાર કર' અથવા આમ કર કે તેમ, એવું જ કંઇક તારે કહેવું છે ને ? જરા થોભ, અત્યારે જ હું એને તારી પાસે લઈ આવું છું. એને જોયા પછી કહેજે કે એવી યુવતીનાં દર્શન કર્યાં પછી મારા જેવો યુવાન શાંત ચિત્તે

વિચાર કરી શકે ખરો ? હું જાણું છું. પણ બાપુને કહેતી નહિ હોં. તારા વગર બીજું કોઇ પણ જાણતું નથી.

### કરુણા

ગાંડો રે ગાંડો ! (શેખર જાય છે. કરુણા વિષણ્ણ વદને એને જતો જોઈ રહે છે) એ જ ગાંડપણ, એ જ વૃત્તિ, કદાચિત્ ફરી એ જ કથાની પુનરુક્તિ. પ્રેમમાર્ગના પ્રવાસીને બીજાના અનુભવનો અવાજ કેમ નહિ સંભળાતો હોય !

[ ડૉકટર ગૌતમ પ્રવેશે છે. એ ૪૫ વર્ષનો હશે. એની મુખમુદ્રા ગંભીર હોઈ જોનારને એ શાંત ગંભીર સ્વભાવનો લાગ્યા વિના ન રહે. પાછળ જોતો જોતો એ આવે છે. ]

### ગૌતમ

કોણ ? કરુણાબ્હેન ? એકલાં જ ? હમણાં કોણ ગયું ? અંધારામાં મારાથી બરાબર ઓળખાયું નહિ.

### કરુણા

આવો, ડૉકટર ! કેટલે દિવસે આવ્યા ? એ તો શેખર ગયો.

### ગૌતમ

મને પણ એવું જ લાગેલું, પણ ક્ષણભર થયું કે કદાચ વિશ્રામ પણ હોય.

### કરુણા

મારા મનમાં પણ હમણાં એ જ વિચાર આવી ગયો. પચીસ વર્ષ પહેલાંના એક પ્રસંગની યાદ આવી. એમનો દેખાવ, એમની ચાલ, એમનું વર્તન—બધું જ ત્યારે એવું હતું.

ગૌતમ

ખરેખર, શેખર વિશ્રામની અસલ પ્રતિકૃતિ છે. એની એ વખતની ચાલવાની ઢબ, એ બધું આવું જ અને સ્વભાવ પણ આવો જ—શોખીન અને રંગીલો. બાગમાં શું અત્તરની સુવાસ પ્રસરી રહી હતી? મને યુવાનો માટે ઘણી ચિંતા થાય છે. એમને આવા વખતે જ ચેતાવવા જોઈએ.

કરૂણા

ડૉકટર, બીજાના અનુભવે આ જગતમાં કોણ ડાહ્યું થયું છે? જગતના બજારમાં દરેકને પોતપોતાનો અનુભવ વેચાતો જ લેવો પડે છે, પછી એ તરૂણ હોય કે વૃદ્ધ. તમને યુવાનો માટે ભીતિ રહે છે, મને બધા માટે જ ભીતિ રહે છે. મને તો આખું જીવન જ ભયભર્યું લાગે છે.

ગૌતમ

(ખિન્ન વદને) જવા દો એ વાતો. વિશ્રામ આવ્યો લાગતો નથી. આટલા દિવસ હું કેમ ન આવ્યો એ પૂછતાં હતાં ને? કરૂણાબ્હેન, મને વખત જ નથી મળતો. આખો દિવસ દવાખાનું અને રહ્યો સહ્યો વખત એની માંદગી.

કરૂણા

કાં! ભાભીને હજી મટયું નથી?

ગૌતમ

ના. થોડું જ આજનું છે? આજ પંદર વર્ષ થયાં એની એ જ સ્થિતિ છે. એ તો હું ઘરનો ડૉકટર છું એટલે ઠીક છે.

કરૂણા

ઘેર ઘેર માટીના ચૂલા.

ગૌતમ

અને ચૂલામાં બળનારાં પણ એના એ. પણ શૈલા ક્યાં છે?

કરૂણા

આજે એનું ક્યાંક ભાષણ છે.

ગૌતમ

એમ. એ. થયા પછી શૈલાએ ભાષણોની ઠીક ઝડી વરસાવવા માંડી છે. આજકાલ પુરુષોને ગાળો દેવાની એને ટેવ જ પડી ગઈ લાગે છે.

કરૂણા

ભણેલી છોકરીઓમાં તો એ આજકાલની ફેશન જ થઈ પડી છે, ડૉક્ટર!

ગૌતમ

હા. પુરુષોને ગાળ દેવાનો આ રોગ ભણેલી અપરિણીત તરુણીઓમાં આજકાલ ખૂબ જ ફેલાતો જાય છે, એ વાત સાચી છે. આ રોગનો એક જ રામબાણ ઉપાય છે.

કરૂણા

અને તે?

ગૌતમ

લગ્ન. પુરુષોને ગાળ દેનાર આ યુવતીઓના મોં ઉપર લગ્નનું પ્લાસ્ટર મારી દો એટલે એમનું મોં આપોઆપ જ બંધ થઈ જશે. પુરુષોને ગાળો દેતાં દેતાં થાકી એ લોકો વિસામા માટે પુરુષોને જ ગળે વળગે છે, એ મારો અનુભવ છે. બાકી આ વ્યાખ્યાનો તો કુંવારા પુરુષોને પોતાના તરફ આકર્ષવાની એ છોકરીઓની યુક્તિ છે. ચાલો! તમે પણ શૈલાને પરણાવી દો, જોઈએ.

કરુણા

ડૉક્ટર, તમે હજી યે ઘણા જૂનાપુરાણા રહ્યા. વિલાયતી શિક્ષણ આપી છોકરીઓને શાણી બનાવવી, મોટી થાય ત્યાં સુધી લાડ લડાવવા અને ગામડી રીતે માબાપે એમને પરણાવી દેવી?

ગૌતમ

આ વિષયમાં મારા વિચારો જરા જૂના છે ખરા, પણ એનું એક કારણ છે. આપણે હમણાં નથી રહ્યા પૂરા દેશી કે પૂરા વિલાયતી. આપણે વાળ રાખવા સાહેબલોક જેવા ને ઉપર ચોટલી રાખવી બ્રાહ્મણબાઇ જેવી. ધોતીઉં પહેરવું અને સાથે ટાઇ પણ બાંધવી. રીસ્ટ વૉચ યે બાંધવું ને ઝાંઝર પણ પહેરવાં. એક ધડનું રહ્યું છે જ શું?

કરુણા

તમે કહો છો એમાં જરા યે ખોટું નથી. પુરુષને જ જુઓ ને! ઘરની સ્ત્રીને લાત મારવી અને બજારુ સ્ત્રીની બગલમાં હાથ નાંખી ફરવું.

ગૌતમ

તમે કહો છો એ યે ખોટું નથી. આ ભણેલી છોકરીઓનું થયું છે એવું કે એમણે શિક્ષણ લીધું છે વિલાયતી, પણ વિલાયતી ધીરજ એમનામાં આવી નથી; એમનું ગામડી શરમાળપણું હજી ગયું નથી. એમના મનમાં એમ થાય છે કે માબાપ લગ્ન ગોઠવી આપશે, ત્યારે માબાપના મનમાં એમ લાગે છે કે છોકરી પોતાનું ઠેકાણું શોધી લેશે. હવે થાય છે એમ કે કોઇ કોઇની સાથે સ્પષ્ટતા કરી લેતું નથી, એટલે છોકરી મનમાં ને મનમાં ઝૂરતી રહે છે અને માબાપ રાહ જોઈને કંટાળે છે. વાળ ધોળા થયા પછી જ સૌભાગ્યવતી થવાનું મળશે એમ

આ છોકરીઓને થતું હશે. મને આ સુશિક્ષિત પ્રૌઢ કુમારિકાઓના ભવિષ્યની ચિંતા થાય છે. (ટેબલ પરથી એક માસિકનો અંક ઉંચકીને) અરે! આ "સમાજ સ્વાસ્થ્ય" કોણ વાંચે છે?

કરૂણા

એ અથવા શૈલા, બીજું કોણ?

ગૌતમ

અને ભીંત પર પેલું "સ્નાન"નું નવું જ લટકાવેલું ચિત્ર શેખરની શોધ લાગે છે. વાહ, કરૂણાબ્હેન, તમારા ઘરના વાતાવરણમાં પણ હમણાં નવીન પ્રગતિ થઈ રહેલી લાગે છે. (કરૂણા બોલતી નથી.) વિશ્રામને આવવાને હજી વાર હોય એમ લાગે છે. કેટલા દિવસ થયાં પૂછું પૂછું એમ થતું હતું. આજે પૂછી નાંખું છું. વિશ્રામનું હમણાં કેમ ચાલે છે?

કરૂણા

બીજું શું ચાલવાનું હતું, ડૉકટર? આજ સુધી જેમ ચાલતું હતું તેમ જ ચાલ્યા કરે છે.

ગૌતમ

(નિસાસો નાંખી) હજી બધું પહેલાં જેવું જ ચાલે છે?

કરૂણા

હા, બધું યથાવિધિ એવું ને એવું જ ચાલે છે. વધ્યું હશે, પણ ઘટયું તો નથી જ.

ગૌતમ

મારા કાન ઉપર પણ વાતો આવે છે. બહાર લોકો કેવું બોલે છે તેની તમને કલ્પનાયે ક્યાંથી હોય?

કરૂણા

હું બધુંય કલ્પી શકું છું. આજે નવું થોડું જ છે? અઢાર વર્ષથી એનું એ ચાલતું આવ્યું છે. લોકોનો શો દોષ? એ તો જેવું જુએ તેવું બોલે. આપણે જ આપણા કાન ઉપર હાથ રાખી સ્વસ્થ બેસવાનું. બીજું શું થાય?

ગૌતમ

કોર્ટમાં રોજ વખતે જાય છે ખરો?

કરૂણા

મારે તો જાય છે એમ જ સમજવાનું. એનો પગ એક ક્ષણભર પણ ઘરમાં થોડો જ ટકે છે? સવારે, બપોરે અને સાંજે જ્યારે જોઈએ ત્યારે બહાર. જમવાય આવે તો આવે, નહિતર આખો દિવસ બહારના બહાર જ હોય. એમનું મનરંજન થાય એવું ઘરમાં છે પણ શું?

ગૌતમ

બપોરે કોર્ટમાં જાય એમ માનીએ તો પણ બાકીનો વખત એ ક્યાં કાઢતો હશે? નવા મિત્રો એ લાવે છે ક્યાંથી?

કરૂણા

મિત્રોની એમને શું ખોટ? રોજ નવા નવા મિત્રો. એક પત્નીને બાદ કરતાં બધા જ એમના મિત્રો.

ગૌતમ

(ધીમેથી) એમ તો પેલી બાઇને મર્યાને છ–સાત વર્ષ થઈ ગયાં. એટલા પૂરતું તો એનું રખડવાનું ઓછું થયું હશે, એમ હું માનતો હતો.

કરૂણા

ડૉકટર, જન્મની ટેવ એમ કંઈ સ્ટેજમાં જતી હશે? પુરુષોનું મન એક વખત ઘરમાંથી ઉઠયું કે પછી ઘર તરફ એને પાછું વાળવાની આશા વ્યર્થ છે. તે બાઈ ગઈ તો એની જગાએ કોઈ બીજી હશે. એમને પૂછવા કોણ જાય?

ગૌતમ

માણસના સ્વભાવમાં સમય જતાં કેટલો ફેર પડી જાય છે! એ જ વિશ્રામ નાનપણમાં કેટલો શાંત, સુશીલ, પ્રેમાળ અને આનંદી હતો! અમે બન્ને એક જ ગામમાં નાનેથી મોટા થયેલા, એક જ શાળામાં ભણેલા. તે વખતે એ મનનો એટલો બધો કોમળ હતો કે કોઈને કંઈ કહીને પણ એ દૂભવતો નહિ. સ્વભાવનો જરા સ્વચ્છંદી એમાં ના નહિ. પણ બુદ્ધિમાન છોકરાઓ જરા લહેરી હોય છે એમ અમે માનતા. ઘરની સ્થિતિ તદ્દન ખરાબ છતાં એનો ચહેરો સદા આનંદિત. મેટ્રીક થઈ કૉલેજમાં ગયો ત્યાં સુધી એનો સ્વભાવ આવો હતો. પછી તમારાં લગ્ન થયાં. વિશ્રામનું નસીબ સિકંદર એટલે તમારા પિતાજીનો આધાર મળ્યો. યોગ્ય શિક્ષણ, યોગ્ય સહચારિણી અને પછી સંપત્તિની ત્રિપુટી મળી આવી.

કરૂણા

બાપુજીને ગરીબો પ્રત્યે ખૂબ સહાનુભૂતિ હતી. પોતે બાળપણ ગરીબીમાં ગાળેલું અને પછી પોતાની જાત કમાઈથી જ આટલી સંપત્તિ અને કીર્તિ એમણે મેળવેલાં. હું એમની એકની એક પુત્રી, તેમાં ય મારા જન્મ પછી બા મૃત્યુ પામી. પિતાજીએ ફરી લગ્ન કર્યું નહિ. એ રોજ કહેતા કે એકાદ એદી શ્રીમંતને મારી પુત્રી દઈ એને ધનથી મદદ કરતાં એકાદ કર્તવ્યશીલ

ગરીબનો સંસાર ઉભો કરી એને સુખી કરીશ. કોલેજમાંના પાંચસો છોકરામાંથી પિતાજીએ એમને પસંદ કર્યા અને ઘર-જમાઇ કરી રાખ્યા. પિતાજીએ એમના પર કેવી આશાઓ બાંધી હતી! પોતાથી શક્ય એટલું બધું એમણે કર્યું, પણ એમને યશ ન મળ્યો તે ન જ મળ્યો.

### ગૌતમ

લગ્ન થયા પછી એમના સ્વભાવમાં ફેર પડવા લાગ્યો. પણ હું મેડીકલ કોલેજમાં ગયો એટલે એટલું બધું મારા ધ્યાનમાં આવેલું નહિ. ગરીબાઇ સાથે ઝઘડતો માણસ અચાનક શ્રીમંતાઇના એશ-આરામમાં પડે ત્યારે એના સ્વભાવમાં આવો ફેરફાર થવો અસ્વાભાવિક નથી.

### કરૂણા

એમના સ્વભાવમાં થયેલો ફેરફાર પિતાજીના ધ્યાન બહાર રહ્યો નહિ. એ બી. એ. થયા ને શૈલા આવી, ત્યારે જ એમણે વિલાયત જવાની હઠ લીધી. બાપુજીનો વિચાર હતો કે એલ. એલ. બી. થઇ એ અહિં જ પોતાની વકીલાત સંભાળે. બંને વચ્ચે ખૂબ ચર્ચા થઇ. મોટી લઢાઇ જ થઈ. બાપુ કંઇ એમ હારી જાય એમ નોં'તું. એમણે ચીડાઇને કોઇ ઓફીસમાં નોકરી લીધી. બે વર્ષ સુધી બન્ને વચ્ચે અબોલા જ રહ્યા. શેખર આવ્યો અને દૌહિત્ર જન્મ્યાની ખુશાલીમાં પિતાજીએ એમને વિલાયત જવાની પરવાનગી આપી.

### ગૌતમ

અને ત્યારથી જ સંકટોની પરંપરા શરૂ થઈ. વિલાયતથી એ પાછો આવ્યો એ જ પ્રભુની મોટી મહેરબાની.

કરૂણા

મહેરબાની થોડી ઘણી નહિ. પાંચ છ વર્ષ એ ત્યાં રહ્યા અને બેરીસ્ટર થયા પછી ત્યાં જ કાયમ રહેવાનો એમનો વિચાર હતો. બાપુએ કેટલા કાગળો લખ્યા, કેટલા તાર કર્યા, પોતાના ઓળખીતા બેચાર અંગ્રેજ મિત્રો મારફત કહેવરાવ્યું, પણ કંઈ વળ્યું નહિ. છેવટ જ્યારે 'તારી સ્ત્રીને લઇને આવું છું' એવો તાર કર્યો ત્યારે બીજી સ્ટીમરમાં સવારી પધારી.

ગૌતમ

અને બીજી જ બોટમાં પેલી ફ્રેંચ બાઈ આવી.

કરૂણા

હા. એ દિવસ યાદ આવતાં જ શરીરમાં શૂળ ભોંકાય છે. હું બપોરે પોર્ચમાં ઉભી હતી એટલામાં એ બાઈ મોટરમાં આવી, ગુસ્સામાં ને ગુસ્સામાં એમની તપાસ કરવા લાગી. ને મને જોઇ ઘુરકવા મંડી. મારા કાળજામાં તો ધ્રાસ્કો પડ્યો. એટલામાં એ પાછળથી વાઘની માફક એના શરીર પર ધસી ગયા. મને એકદમ બધું સમજાયું, ને હું બેભાન થઈ નીચે પડી. મારા કપાળ પર આ ઘા ત્યારે જ પડેલો.

ગૌતમ

ઇંગ્લાંડ જતાં પહેલાં વિશ્રામ સંબંધે આવું ભવિષ્ય કોઇએ કલ્પ્યું હોત તો કોઈ એના પર વિશ્વાસ રાખત ખરૂં ? બીજે જ દિવસે તમારા પિતાશ્રીએ મને બોલાવ્યો અને ચાળીશ હજારની નોટ આ હાથે મેં એ બાઇને ગણી આપી.

કરૂણા

અને ત્યારના બાપુજી પથારીએ પડ્યા તે પડ્યા, પાછ

ઉઠયા જ નહિ. થોડાઘણા નહિ પણ એક લાખ રૂપિયા બાપુએ એમના વિલાયતનિવાસ માટે ખર્ચ્યા. પૈસાના પૈસા ખોયા અને સોના સરખો જીવ ખોયો તે વધારામાં! પણ એમને મન તે કંઇ જ નહિ! બાપુના મૃત્યુ પછી થોડા દિવસ ઠીક ચાલ્યું. પાછી પેલી બાઇ આવી. છેલ્લાં અઢાર વર્ષ થયાં આમનું આમ ચાલ્યા કરે છે.

ગૌતમ

કરૂણાબ્હેન, તમારી આ અખૂટ સહનશીલતા જોઇ તમારા પગમાં માથું મૂકવાનું મન થાય છે. તમે આટલું સામર્થ્ય મેળવ્યું ક્યાંથી?

કરૂણા

ગમે એટલું કરૂં તોયે હું આખર તો પામર માનવી જ ને? ડૉકટર, મારી સહનશીલતાને પણ સીમા છે. યાતના! યાતના! યાતના! સહન તે કેટલુંક કરવું? આજ સુધીમાં હજારો વખત થયું છે અને હજીય થાય છે કે આ ઘર છોડી ચાલી જાઉં અને ફરી કોઇનું મોં પણ જોઉં નહિ. પણ સંસારનું દુ:ખ આમ થોડું જ ટાળ્યું ટળાય એમ છે? નાનપણમાં ચોપટ ખેલતાં મનમાન્યો દાવ ન આવે તો બાજી ફેંકી દઇ ઉઠી જતાં; પણ સંસારમાં મનપસંદ દાવ ન આવતાં એને થોડો જ ફગાવી દઇ શકાય છે?

ગૌતમ

સંસારમાં દરેકનું નસીબ દુ:ખભાગી તો હોય જ છે.

કરૂણા

માત્ર દુ:ખથી બીએ છે કોણ? પ્રેમનું પીઠબળ હોય તો

દુઃખના ડુંગરો ચઢતાં ય કોઈ હિંમત ન હારે. તમારો દાખલો લો. લૂલી પાંગળી પત્નીને હાથમાં ને હાથમાં રાખી તેની નાના બાળક જેવી શુશ્રૂષા કરો છો ને? પ્રેમ ખાતર જ એ બધું સહો છો ને? (નિશ્વાસ નાંખે છે.)

### ગૌતમ

અને તમે યે શૈલા અને શેખર તરફ જોઈને જ આ સહ્યું ને? એટલું સુખ તો તમને છે ને?

### કરૂણા

પણ મારા દૈવને આ સુખની પણ અદેખાઈ આવવા માંડી હોય એવું લાગે છે. એ જ પિતાના વિલાયતી વાતાવરણમાં આ બાળકો નાનેથી મોટાં થયાં. ભણીગણી હવે ઉમરલાયક થયાં છે. ડૉકટર, આ વય બહુ ચમત્કારી છે. એમને કંઈ પણ કહેતાં ભય લાગે છે. આપણા કહેવાનું પરિણામ ઠીક આવ્યું તો ઠીક, નહિતર—

### ગૌતમ

બાકી તમે છો તો અત્યાર સુધી નિભાવ્યું અને આજે જે કંઈ છે તે ટકી રહ્યું છે.

### કરૂણા

ચોક્ખો ભ્રમ છે, ડૉકટર. તમને લાગે છે એવું કંઈ નથી. આ બધો બહારનો ઠઠારો છે. અમારો સંસાર એટલે પોકળ કિલ્લો. ક્યારે તૂટી પડે એ કહેવાય નહિ.

(રસુલ આવે છે. રસુલ એ વિશ્રામનો બટલર અને પરચુરણ કામ કરનાર નોકર છે.)

### રસુલ

બહાર જશવંતલાલનો ભૈયો આવ્યો છે. એને શું કહું?

કરૂણા

સવાર થયા પછી આ એનો ત્રીજો ફેરો! ને એ તો હજી આવ્યા નથી. રસુલ, એને કહે કે કાલે સવારમાં વહેલો આવે.

રસુલ

મેં એને બહુ કહ્યું પણ એ જતો જ નથી.

ગૌતમ

એને કેટલા રૂપિયા આપવાના છે ?

કરૂણા

કોને ખબર ? એ શું ધંધો કરે છે તે મને ક્યારે કહે છે ! બધી જ ચોરી. દિવસભર મને આવો ત્રાસ થાય છે.

ગૌતમ

રસુલ, એને પૂછી જો, કેટલા પૈસા આપવાના છે તે.

રસુલ

દોઢસો રૂપિયા આપવાના હોય એમ લાગે છે.

ગૌતમ

(ગજવામાંથી નોટ કાઢી આપતાં) આ સો રૂપિયા આપી આવ અને કહે કે બાકીના કાલે લઈ જજે.

કરૂણા

ના, ના, ડોકટર ? એ શું ? મારા સમ.

ગૌતમ

આ શું કરો છો ? હું કંઈ પારકો થોડો જ છું ? (રસુલને) તું જા. તું શા માટે ઉભો રહ્યો છે ?

### કરૂણા

ના, ના. અહિં લાવ એ નોટ:

[ રસુલના હાથમાંથી નોટ ખૂંચવી લે છે. એવામાં બહારથી વિશ્રામનો અવાજ આવે છે,

"ચલે જાઓ, ફરી અહિં આવ્યો તો લાત મારીશ. ગેટ આઉટ. કોણ જશવંતસિંગ ? હું એને ઓળખતો નથી. મરજીમાં આવશે ત્યારે પૈસા ફેંકી જઈશ."

થોડો વખત પછી વિશ્રામ આવે છે. એની વય ૪૫-૪૭ વર્ષની હશે. વયના પ્રમાણમાં એ જુવાન દેખાય છે. એની આંખો લાલ અને ચહેરો ક્ષુબ્ધ જણાય છે. દારૂનો ઘણો અમલ એને ચઢયો લાગે છે. ]

### વિશ્રામ

(પાછળ જોતો અને મનમાં બબડતો) બેશરમ! કમ્મર જ તોડી નાંખીશ. પૈસા માંગે છે? અમે આબરૂદાર માણસ. અમારે બારણે ભૈયો? શું સમજે છે અમને? (રસુલને) તું અહીં શા માટે ઉભો છે? ગેટ આઉટ. (મોંમાંની 'પાઈપ' સળગાવવાનો મિથ્યા પ્રયત્ન કરે છે.)

### ગૌતમ

હલો! વિશ્રામ, ગુડ ઇવિનીંગ.

### વિશ્રામ

(એનો ઉત્તર ન આપતાં દીવાસળી સળગાવતાં) ડેમ ધીસ રોટન થિંગ. (દીવાસળીની પેટી ફેંકી દે છે.)

### કરૂણા

તમે અંદર જઈ પહેલાં કપડાં બદલો, જોઇએ!

વિશ્રામ

નો, નો, નો. મને પહેલાં દીવાસળીની પેટી આપ.

(કરુણાના હાથમાં નોટ જોઈને) આ તારા હાથમાં શું છે? (નોટ ખેંચી લે છે.) હા, હા, આ પૈસા તું લાવી કયાંથી? યુ લાયર, સવારે કહેતી હતી કે પૈસા નથી.

કરૂણા

ડોકટરના પૈસા છે.

વિશ્રામ

બ્લારટ ધ ડોકટર. કોણ ડોકટર?

ગૌતમ

(એની પીઠ પર હાથ મૂકી) વિશ્રામ!

વિશ્રામ

ઓહ! યુ ગૌતમ! તેં આ નોટ આપી?

ગૌતમ

હા. મેં હમણાં જ —

વિશ્રામ

(ઘાંટો પાડી) વ્હાય? વ્હાય? વ્હાય? મારી સ્ત્રીને પૈસા આપનાર તું કોણ? તારે શો સંબંધ? હુ આર યુ? આઇ વિલ ટેર ધાઇ ડર્ટી સ્ક્રેપ્સ ટુ પીસીસ. (નોટ ફાડવા જાય છે. ગૌતમ ધીમે રહીને ખેંચી લે છે.)

ગૌતમ

વિશ્રામ, તું શું બોલે છે તેનું તને ભાન છે કે?

કરૂણા

તમે પહેલાં અંદર જાવ, જોઇએ.

વિશ્રામ

ના. હું અહીંયાં જ બેસવાનો. એ...મ? હવે હું સમજ્યો.

ગૌતમ

વિશ્રામ, તું મને કદીય આવા જવાબ આપતો હતો? વિશ્રામ, ગાંડા, વિચાર કર. બાળપણનો તારો દિલદાર ઉમદા આનંદી સ્વભાવ ક્યાં ગયો? તારી પૂર્વની મહત્વાકાંક્ષા ક્યાં ગઈ? હજી આંખ ઉઘાડ. આ વાત કઈ હદ સુધી જવા દેવી છે?

વિશ્રામ

આઈ ડોન્ટ કેઅર.

ગૌતમ

બહાર લોકો તારે વિષે કેવું કેવું બોલે છે...

વિશ્રામ

હેંગ ધ પીપલ. લોક કોણ છે? લોક ડામીસ છે.

ગૌતમ

એમ કહેવાથી શું વળે?

વિશ્રામ

કહે છે કે લોકો મારા સંબંધી બોલે છે. લોક કંઈ બોલતાં નથી. તું જ બોલે છે. તું જ આખા ગામમાં મારી નિંદા કરે છે, એ મને ખબર છે. આઈ એમ નોટ એ ફૂલ, ડૉક્ટર.

ગૌતમ

(હતાશ થઈને) તારી સાથે આજે વાતકરવાનો અર્થ નથી.

વિશ્રામ

કહે છે કે લોક બોલે છે. લોક શું બોલે છે? બેરીસ્ટર

વિશ્રામ જુગાર રમે છે, છક્કાપંજા ખેલે છે. આથી વધારે તે લોક શું કહેવાના હતા? આઇ નો ધેટ.

કરૂણા

લોક જૂઠું બોલે છે. આપણે એનું શું કામ છે!

વિશ્રામ

નો. લોક જુઠ્ઠા નથી, એ સાચું બોલે છે. લોક બદમાસ હોય છે, પણ સાચું બોલે છે. અલ્યા ગૌતમ, લોક બીજું શું બોલે છે તે કહું? (ભયંકર હસીને) બેરીસ્ટર વિશ્રામ આખો દિવસ બહાર રખડે છે. એટલે એના જાની મિત્રોને એના ઘરમાં ગમે તેમ વર્તવાની છૂટ મળે છે.

કરૂણા

આ શું?

ગૌતમ

શટ અપ, યુ ડેવિલ. માણસ છે કે જાનવર!

(વિશ્રામ મોટેથી હસે છે.)

વિશ્રામ

(હઠે છે.) આઇ નો. આઇ નો. રસુલ! (રસુલ આવે છે.) સોડાની બાટલી ફોડી અંદર મૂક, જોઇએ.

(વિશ્રામ ભયંકર રીતે હસતો અંદર જાય છે.)

કરૂણા

જરાએ ભાન છે કે?...ડૉકટર, એનું બોલેલું મનમાં લાવશો નહિ.

ગૌતમ

છટ્, છટ્, એ મને કહેવું પડે? પણ કરુણાબ્હેન, આવું ક્યાં સુધી નભવાનું?

**કરૂણા**

હું મરૂં ત્યાં સુધી.

**ગૌતમ**

શું ગમે તેમ બોલો છો!

**કરૂણા**

ના, હું ભૂલી. હું મરીશ તો યે આ પ્રકરણ પૂરૂં થવાનું નથી. તમે ડૉકટર છો. બધા રોગોની તમે દવા આપો છો. પણ સ્વભાવનું ઓસડ તમારી પાસે છે?

**ગૌતમ**

નથી જ. એ વાત ખરી.

**કરૂણા**

અમારે તો આ રોજનું થઈ પડયું છે. તમને :દવાખાનામાં રોગીઓને જોઈ કંઇ નવાઈ લાગે છે? એ જ સ્થિતિ!

(વિશ્રામ અંદરથી વ્હીસ્કીનો પ્યાલો લઈ પીતો પીતો બહાર આવે છે.)

**વિશ્રામ**

હું જરા બહાર જઈ હમણાં આવું છું.

**કરૂણા**

હમણાં તો આવ્યા. હવે પાછા ક્યાં જાઓ છો?

**વિશ્રામ**

જરા સ્ટેશન પર જઇ આવું. પેલો....ગાડીમાં આવવાનો છે ને? (ગ્લાસ એકદમ ખાલી કરી ટેબલ ઉપર મૂકે છે.) હેલો ડોકટર, (ગૌતમની પાસે જઈ) સોરી, ઓલ્ડ બોય, એકસક્યુઝ, ચીઅર યુ. (જાય છે.)

કરૂણા

જોયો આ અમારો સંસાર?

ગૌતમ

ગાડીમાં કોણ આવવાનું છે?

કરૂણા

તમે એ સાચું માન્યું? તદ્દન જૂઠું. શાનો મિત્ર અને શાની વાત?

ગૌતમ

એ પાછા ક્યારે આવશે?

કરૂણા

તે કંઈ કહી શકાય નહિ. ગજવામાં પૈસા નહિ હોય તો વહેલા આવશે, નહિતર રાતના બાર કે કદાચ બે પણ વાગે. કોઇ વખત તો પાછા આવે પણ નહિ. રાત પડે ને એમને તો દિવસ ઉગે છે.

ગૌતમ

અરેરે! આનો કંઈજ ઉપાય નથી? (દીર્ઘ નિઃશ્વાસ નાંખી) ઠીક, હવે હું જાઉં છું.

કરૂણા

બેસો ને જરા. હજી શૈલા પણ આવી નથી, હમણાં આવશે. એના આવ્યા પછી તમે જજો. હું જરા અંદર જઈ આવું છું. (જાય છે.)

(ગૌતમ ટેબલ પરના વર્તમાનપત્રો ઉથલાવે છે. એવામાં શૈલા અને ઉલ્લાસ આવે છે. શૈલા ૨૫ વર્ષની છે. ઉલ્લાસ ૩૫ વર્ષનો છે.)

ઉલ્લાસ

આ કૉલેજના છોકરાઓ તો કમાલ કરે છે. આજે તો હદ કરી !

શૈલા

એમને તો બરડા પર બરાબર ફટકાવવા જોઇએ. તે સિવાય એ બધાને ભાન નહિ આવે. આ આપણી તરુણ પેઢી ! આપણા રાષ્ટ્રનો આધારસ્તંભ ! આરતી ઉતારો, એમની આરતી.

ગૌતમ

(વર્તમાનપત્ર વાંચતાં) શું પણ આજે થયું શું ?

ઉલ્લાસ

કૉલેજોનું વાતાવરણ આટલું ગલીચ થયું હશે એની મને કલ્પનાય નોં'તી. અમારા વખતમાં આવું નોં'તું. વર્ગમાં પ્રોફેસર મહાશય શીખવતા હોય ત્યારે કદી કોઈ ડોકું ઉંચું કરી જોતું નોં'તું. અમારા વખતમાં કૉલેજમાં છોકરીઓ નોં'તી એ વાત જુદી. કૉલેજમાં છોકરીઓની સંખ્યા વધતી જતાં છોકરાઓનું તોફાન પણ વધતું જ જાય છે.

શૈલા

જુઓ, પેલી બાજુ કેટલીય સ્ત્રીઓ બેઠી હતી, એ બધી શરમાઇને નીચું જોતી હતી, પણ આ છોકરાઓને કંઇ થયું ! એમને તો જાણે ધૂન આવી હતી ! શું હસતા હતા ! શું નાચતા હતા ! શું કાંકરા ફેંકતા હતા !

ઉલ્લાસ

અને કાગળનાં તીરોની તીરંદાજી કેવી ચાલતી હતી !

શૈલા

ને ભાષા ? તેની તો વાત જ ન પૂછો. છોકરી નજરે

પડતાં જ કૉલેજના છોકરાઓનું જાણે મગજ જ ફરી જાય છે! હલકા કહીંના! જાણે જન્મારામાં છોકરી જોઈ જ ન હોયને!

ઉલ્લાસ

આમ જુઓ તો કૉલેજની છોકરીઓ પણ કંઈ ઓછી નથી. એકલા છોકરાઓને જ શા માટે દોષ દો છો? છોકરાઓએ એમને મારેલા કાંકરા દેખાઈ આવે છે, એટલે જ ને? છોકરીઓ એમને જે બાણો મારે છે તે કંઈ ખુલ્લાં દેખાતાં નથી એટલે જ ને!

શૈલા

જાણ્યું તમારું ડહાપણ, તમે ય આખરે તો પુરૂષ જ ને?

(ગૌતમ વર્તમાનપત્ર લઈ આગળ આવે છે)

ગૌતમ

અરે શૈલાબ્હેન, અમે અહીં છીએ, હોં. આજે શી ઘડભાંજમાં પડ્યાં છો?

શૈલા

તમે ક્યારે આવ્યા, ડૉક્ટર? મેં તો તમને જોયા જ નહોતા.

ઉલ્લાસ

ગુડ ઈવનીંગ.

ગૌતમ

ગુડ ઇવનીંગ. (શૈલાને) તું શાની જુએ અમારા તરફ? મેં હમણાં જ દષ્ટિશાસ્ત્રની નવી શોધ કરી છે. જુવાન છોડીઓના નયનપથમાં ચાળીશી વટાવેલા વૃદ્ધો આવી શકતા જ નથી.

શૈલા

પણ તરુણ સ્ત્રીઓના નયનપથમાં અથડાવાનું બુઢ્ઢાઓને

કામ પણ શું ? વાહ, કાકા, શોધ તો બહુ સુંદર કરી હોં._

ઉલ્લાસ

તમારી શોધને મારી એક પૂર્તિ જોડો. સાડી વટાવેલા વૃદ્ધોનાં જાડા કાચવાળા ચશ્માઓમાંથી ફક્ત સોળ સત્તર વર્ષની સુંદરી જ દેખાય છે.

શૈલા

એ કેવળ સત્ય છે. ફરવા જતી તરુણીને જુવાનો કરતાં એ બુઢ્ઢાઓનો જ વધારે ત્રાસ હોય છે.

ગૌતમ

કોલેજમાં આજે તારું વ્યાખ્યાન હતું ?

શૈલા

હતું, પણ મારૂં એકલીનું નહિ. મુખ્ય વ્યાખ્યાન હતું એક બીજી જ બહેનનું. હું પાછળથી થોડુંક બોલવાની હતી, પણ આ બધો ઢંગ જોઈ હું તો મારી જગા પરથી ઉઠી જ નહિ.

ઉલ્લાસ

ના, પણ આજે તમારે બોલવું જોઇતું હતું. તમે તમારા ભાષણમાં એ છોકરાઓને એવા ફટકા માર્યા હોત.

શૈલા

પણ ભેંસ આગળ ભાગવત જેવું થાત.

ઉલ્લાસ

બાકી પેલાં બ્હેન બોલતાં હતાં ત્યારે બધાને મોઢે તાળાં મરાયાં હતાં. આખી સભા ચિત્રવત્ સ્તબ્ધ બની ગઇ હતી.

શૈલા

હું પણ એ જ કહું છું ને, કે કાન વિંધનારો મળે એટલે બધાંય ઠેકાણે આવે. બધાંએ કેવું મૂગાં મૂગાં એ ભાષણ સાંભળ્યા કર્યું ?

ઉલ્લાસ

છટ્, છટ્. એવી ગેરસમજ થવા દેશો નહિ. એ બ્હેનનું ભાષણ સૌએ સાંભળ્યું એમ તમને લાગે છે? ખોટ્ટી વાત. સારી સભા એના મોં સામે ટગરટગર જોઇ રહી હતી. સ્ત્રીઓનાં ભાષણ સાંભળવા જેવાં નહિ, પણ જોવા જેવાં હોય છે.

શૈલા

અને પુરુષોનાં ભાષણો આંખ મીંચી ઉંઘવા જેવાં હોય છે, એમ કહું તો ?

ગૌતમ

પણ આજે વ્યાખ્યાનનો વિષય શો હતો ?

શૈલા

'પુરુષ એ શિંગાળો બળદ છે કે લાતાળો ગધેડો ?' બોલો કેવો વિષય છે ?

ગૌતમ

શું ? શું ?

ઉલ્લાસ

પુરુષ એ શિંગાળો બળદ છે કે લાતાળો ગધેડો ! બોલો કેવો વિષય છે ?

ગૌતમ

કયા ગધેડાએ આ વિષય શોધી કાઢ્યો હતો ?

શૈલા

કેમ, વિષય તમને ખરાબ લાગે છે ? આવા વિષયો ઉપર ઠેરઠેર

ચર્ચા કરી તમારા પુરુષોના બરડા ઉપર કોરડા મારવા જોઈએ. ત્યારે જ તમારી આંખ ઉઘડશે.

ઉલ્લાસ

પણ અમારી આંખ બંધ છે એમ માનવાની ભૂલ શું કામ કરો છો? સ્ત્રીઓના સંબંધમાં તો પુરુષોની આંખો બંધ કદિ હોતી જ નથી. ઉલટું તે વધારે ઉઘાડઢાંક થાય છે એવી ઘણી છોકરીઓની ફરિયાદો છે.

ગૌતમ

પણ પછી વ્યાખ્યાનનું પરિણામ શું આવ્યું?

ઉલ્લાસ

એજ કે બ્રહ્મચારી પુરુષ એ શિંગાળો બળદ છે અને પરણેલો પુરુષ એ લાતાળો ગધેડો છે એવું મુખ્ય વકતાએ અંગવિક્ષેપો કરી કરીને, ગર્જનાઓ કરી કરીને ઠસાવ્યું.

શલા

પણ પછી પ્રમુખનો ઉપસંહાર થઈ તેમનો નિર્ણય જણાય તે પહેલાં જ સભા ભંગ થઈ.

ગૌતમ

સભા ભંગ થઇ? શા માટે?

ઉલ્લાસ

પ્રમુખ ઉભા થઈ બોલવા જતા હતા, પણ એમને માથે પાઘડી હતી તેથી ચારે બાજુથી બૂમ પડી, 'પાઘડી કાઢીને બોલો પાઘડી ઉતારીને બોલો.'

ગૌતમ

લોકો પણ ખરા! પાઘડી શા માટે ઉતારે!

ઉલ્લાસ

કોને ખબર ? ગમે તેવા પણ કૉલેજીઅન ! એમની ધૂનને વળી કાર્યકારણ શાં ? પણ પછી માલમ પડયું કે પ્રમુખના માથા પર ટલ્લો હતો અને તેના ઉપર ટામેટા જેવડી રસોળી હતી. તે જોવાની શ્રોતાઓની ઇચ્છા થઇ હતી !

ગૌતમ

પછી ?

ઉલ્લાસ

પ્રમુખ પણ કંઇ ઓછા ઉતરે એવા નહોતા. છોકરાઓ એકહટ્ટી તો એ સાતહટ્ટી. તે કહે, માથા પર-પાઘડી પહેરીને રાખીશ તો રાખીશ એટલું જ નહિ, પણ તેના પર ખેસ પણ વીંટાળીશ.

ગૌતમ

પ્રમુખે જવાબ તો સરસ આપ્યો. નહિ તો છોકરાઓ બહુ જ બહેકી જતે.

ઉલ્લાસ

મારો પણ એ જ મત છે. આવતી કાલે એ તો કોઈ વકતાને કહેશે કે ચડ્ડી અને કુરતું પહેરીને ભાષણ આપો.

ગૌતમ

એ બધું તો ઠીક. પણ છેવટે શું થયું !

ઉલ્લાસ

એક સરસ હુલ્લડ થવાનો પ્રસંગ આવ્યો ! પ્રમુખ એ હાથે માથા પરની પાઘડી દાબી રાખી ગીર્દીમાંથી નાસી છૂટતા હતા, એવામાં કોઇએ એમની પાઘડી ઉઠાવી અને પાંચ મિનિટમાં તે પાઘડીનો કાઠિયાવાડી ફેંટો બનાવી એમને હવાલે

કર્યો ! હું બેઠો હતો ત્યાં ઉપરથી કોઇએ ઈંડું ફેંક્યું અને તે મારી પાસે બેઠેલા મુસલમાનના માથા પર પડીને ફૂટયું. એટલે તે તો ચીડાઇને બૂમ મારી ઉઠયો, 'ખાલી બેંદા કાયકું, મુરઘી ફેંક દો.'

ગૌતમ

પણ પ્રોફેસરો શું શાન્ત જ બેસી રહ્યા ? આવે વખતે તેમણે શિસ્ત જાળવવી જોઇએ કે નહિ ?

ઉલ્લાસ

પ્રોફેસરો માટે તમારો મત ઘણો ઉંચો લાગે છે. અરે આ કોલેજના પ્રોફેસરો એક એક એવા હોય છે કે તેના કરતાં જાદુ યા સરકસના પ્રોફેસરો સારા. તમને આજની જ એક ગમત કહું. આટલી બધી ધમાધમ થઇ તો યે એક યુવક છેક વ્યાસપીઠની ખુરશી પર બેસી નિરાંતે આ બધું જોઈ રહ્યો હતો. તે જોઇને મને ચ્હીડ ચઢી. હું ગયો સીધો ઉપર અને તેના ગાલ પર બે લગાવી દીધી! ત્યારે જ એ ગાલ પંપાળતો પંપાળતો કહેવા લાગ્યો, 'અરે મને શા માટે મારો છો ? હું કંઇ વિદ્યાર્થી નથી, હું તો અહીંનો પ્રોફેસર છું.'

ગૌતમ

કોલેજ માટે આવા બાલિશ પ્રોફેસરો, અને વ્યાખ્યાન માટે આવા બાલિશ વિષયો પસંદ કરવામાં આવે તેનું પરિણામ, બીજું શું હોઇ શકે ?

શૈલા

એમાં વિષયનો વાંક જ નથી. પુરુષોની દાંડાઇ મટે નહિ ત્યાં સુધી આવું જ ચાલવાનું.

ઉલ્લાસ

શૈલાબ્હેન, તમારા જેવી જ્વલંત દશ જ સ્ત્રીઓ હિન્દુસ્તા-

નમાં જન્મે તો અમારા પુરુષોના બાર વાગ્યા સિવાય નહિ રહે.

શૈલા

હું તો પુરુષોની સામે બંડ ઉઠાવવાની જ છું.

ગૌતમ

શૈલા, તારા ભેજામાં આ નવું ગાંડપણ ક્યાંથી આવ્યું ? મૂંગી મૂંગી પરણી જા. મારા મનથી સ્ત્રીઓએ કરવા જેવી એક જ વસ્તુ છે, અને તે લગ્ન. બોલ, ક્યારે પરણે છે ?

શૈલા

હમણાં હમણાં મારાં લગ્ન માટે તમને તો શું, પણ ગામના ઘણા લોકોને ફીકર થઇ આવી છે. પુરુષોએ શું માંડયું છે તે તો જુઓ: ક્યાં ય પણ કોઈ પ્રૌઢ કુમારિકા જોઈ કે તેના લગ્ન માટે એને ફીકર થવાની જ. કહેશે, પરણી જા. પરણે મારો દૈ. એકાદ પુરૂષને પરણીને તેની ગુલામ થાઉં—મારા સ્વત્વની હત્યા કરી મારા આયુષ્યમાંથી નામશેષ થાઉં—એટલે તમારો પુરુષઆત્મા ઠંડોગાર થાય, એમ જ ને ?

ગૌતમ

પરણવું ન હોય તો શાળામાં નોકરી કર, જેથી રસ્તે તો પડીશ.

શૈલા

હા, રસ્તે પડીશ કાયમની જ. જેમનાં ધ્યેય અને મહત્ત્વાકાંક્ષાના ભૂકા થઈ ગયા હોય એવા મુડદાલ માણસોની શાળામાં નોકરી કરૂં ?

ઉલ્લાસ

છટ્ છટ્ ! મારૂં માનો તો શાળામાં નોકરી તો લેશો જ નહિ. મહેતી થવા જેવી ઘણી ય રૂપવિહીન સ્ત્રીઓ આ જગતમાં

છે. એમના પેટ ઉપર પગ મૂકવાનું શું કામ ?

(કરૂણા આવે છે)

ઉલ્લાસ

(કાંડાના ઘડિયાળમાં જોઇ) ચાલો, આપણે, જલદી જવું જોઇએ, હં. નહિ તો મોડું થઈ જશે. આઠ થઈ ગયા.

કરૂણા

ક્યાં જવું છે, શૈલા ?

શૈલા

અમારે સિનેમામાં જવું છે.

ઉલ્લાસ

આજે એક સુંદર પિક્ચર શરૂ થવાનું છે. ગીર્દી ખૂબ થશે એટલે આગળથી જવું જોઇએ. આજ તો મારામારી પણ થાય.

ગૌતમ

મારામારી ! શા માટે ?

ઉલ્લાસ

અરે, એ ચિત્રમાં એક વેશ્યાની બેટીએ મુખ્ય નાયિકાનું કામ કર્યું છે. એટલે શહેરની બધી વેશ્યાઓએ આ બોલપટ સામે પિકેટીંગ કરવાનું ઠરાવ્યું છે.

ગૌતમ

શા માટે !

ઉલ્લાસ

એમનું કહેવું એમ છે કે અમારી છોકરીઓ આમ સિનેમામાં કામ કરવા જાય તો એમની નીતિ બગડ્યા વિના નહિ રહે.

ગૌતમ

વાહ, સુંદર! વેશ્યાઓને પોતાની નીતિનો વિચાર બહુ જલદી આવ્યો લાગે છે.

શૈલા

ઉલ્લાસ, તમારે 'ચાબા' જોઇએ છે ને? પરમ દિવસે વાંચીને મેં કબાટમાં કે કોણ જાણે ક્યાંક મૂકી છે. નહિતર, તમે જ શોધવા લાગો ને, વહેલી જડી જાય.

(શૈલા ને ઉલ્લાસ અંદર જાય છે.)

ગૌતમ

કરૂણાબ્હેન, શૈલા અને ઉલ્લાસ વચ્ચે ગાઢ મૈત્રી થતી જતી લાગે છે. તમને એ પસંદ છે?

કરૂણા

મારી પસંદગી કોણ પૂછે છે?

ગૌતમ

તમે આ માણસને ઓળખો છો?

કરૂણા

કોને? ઉલ્લાસને? ના ભાઇ. ચાર પાંચ મહિનાથી શૈલા પાસે આવજા કરે છે. બે મહિના પર માથેરાનમાં પેલી કોઇ પરિષદ ભરાઇ હતી ને? ત્યાં એ બે જણાં બે ચાર દિવસ રહ્યાં હતાં. કોઇ બેંકમાં એ નોકરી કરે છે.

ગૌતમ

કરુણાબેન, આ માણસ વિષે મને કંઈ માહિતી નથી, પણ એના બોલવાચાલવા ઉપરથી એ કંઇ બહુ સીધો માણસ લાગતો નથી. એની અને શૈલાની ઓળખાણ ક્યાંથી થઈ એ જ મને તો સમજાતું નથી.

કરૂણા

એ પરણેલો છે!

ગૌતમ

તેથી જ કહું છું ને? શૈલાએ એનાથી સાવધ રહેવું જોઇએ. કુંવારી છોકરીઓ પરણેલા મરદો સાથે મૈત્રી રાખે તેમાં કંઇ બીક જેવું નથી એમ માનનાર મૂર્ખાઓ આ દુનિયામાં ઘણા છે. હું ખરું કહું છું, હું પોતે પરિણીત હોવા છતાં કહું છું, કે અવિવાહિત પુરુષો કરતા પરણેલા પુરુષો તરફનો ભય કુમારિકાઓને વધારે છે. તમે જરા આ બાબતમાં સાવધ રહેજો. ચાલો, હું જાઉં છું. ફરી કોઈ વાર આવીશ.

( ગૌતમ જાય છે. )

( શૈલા અને ઉલ્લાસ આવે છે. )

કરૂણા

તારે જમવું નથી, શૈલા?

શૈલા

મને ભૂખ નથી. હું બહાર કૉફી પી લઇશ.

કરૂણા

ઘરમાં કોઈ નથી, શૈલા, એ પણ બહાર ગયા છે. શેખર પણ હજી આવ્યો નથી. આજે બપોરનું મારું માથું દુઃખે છે. આજનો દિવસ સિનેમામાં ન જાય તો નહિ ચાલે?

ઉલ્લાસ

બા, આજનું 'પિકચર' જોવા જેવું છે હોં.

શૈલા

બા, મારે જવું જ જોઇએ.

કરૂણા

તને ઠીક લાગે તે કર.

( ચીડાઈને અંદર જાય છે. )

ઉલ્લાસ

તારી બાને આપણા વિષે કંઈ વહેમ તો નથી આવ્યો ને ? વચમાં વચમાં પેલો ડૉક્ટર મારા તરફ વિચિત્ર નજરે જોયા કરતો હતો.

શૈલા

ચોરના મનમાં ચાંદરણું !

ઉલ્લાસ

ના, નિશાચરને દિલ ચંદ્રિકા, આવી ચંદ્રિકા, નજરે ચઢયા પછી પ્રેમની ચોરી કરવાનું સાહસ કોણ ન કરે ? [પાસે આવે છે]

શૈલા

જરા દૂરથી તમારો પ્રેમનું પ્રદર્શન કરોને. પ્રેમાલાપો કરતી વેળા પ્રેમીઓ વચ્ચે ઓછામાં ઓછું બે વારનું અંતર તો રહેવું જ જોઇએ, એમ કોઇએ કહ્યું છે તે અમસ્તું નથી. આજે સિનેમામાં જઈશું, પણ એક શરતે. પરમ દિવસની માફક પજવવાના હો તો નહિ આવું.

ઉલ્લાસ

વાહ ભાઇ ! પરમ દિવસે મેં તને શું પજવી'તી ?

શૈલા

એ બધું મારે મ્હોંડે સાંભળવું છે ?...નહિ તો યે તમારા ચાળા વધારે.

ઉલ્લાસ

પણ પરમ દિવસે તો મને એ માટે સજા યે ઠીક થઈ.

શૈલા

તો તમને મારા વાળમાં આંગળીઓ નાંખવાનું કહ્યું'તું કોણે ?

ઉલ્લાસ

પણ વાળમાં તું કંઈક અણીઆળું નાંખતી હઈશ તેની મને શી ખબર ? હાથમાં એવું ભોંકાયું ! હજી બળતરા થાય છે. નહિ તો યે તમે સ્ત્રીઓ વિચિત્ર તો ખરી ! અંબોડામાં સોય, ટાંકણી, ચીપિયા કોણ જાણે શા માટે ખોસી રાખતાં હશો ?

શૈલા

જાવ, જાવ. સોયા અને ચીપિયા શાના ? એ તો મારા આંકડા હતા.

ઉલ્લાસ

હમણાં હમણાં સ્ત્રીઓના ભેજામાં અક્કલ કરતાં આંકડા જ વધારે દેખાય છે.

શૈલા

ને પુરુષના ભેજામાં તો એમાંથી એકેનો પત્તો નથી, છતાં અમને પોતાની અક્કલનું ઘમંડ કેટલું હોય છે ? બધા જ પુરુષો સ્વાર્થી ગર્વિષ્ટ અને એકલપેટા.

ઉલ્લાસ

ગમે તેમ કહો, પણ પુરુષોનો પ્રેમ સ્ત્રીઓના પ્રેમ જેવો ચંચળ નથી હોતો.

શૈલા

તમે પુરુષોના પ્રેમની સ્તુતિ મારી આગળ કરશો નહિ. ઇચ્છિત વસ્તુ મળે ત્યાંસુધી તેને માટે ટકતું ગાંડપણ—એ તમારો પ્રેમ પુરુષનો પ્રેમ પંચાગની માફક એક વર્ષ ટકે છે. પુરુષોની

એ મનોદશાનું સુંદર વર્ણન પેલી કવિતામાં કર્યું છે. તમે તો વાંચી જ હશે એ કવિતા. વેલી પરનું સુંદર ફૂલ નિર્દયપણે તોડી તેને સુંઘવું અને કરમાય એટલે મસળીને ફેંકી દેવું. એ જ ને પુરુષની રસિકતા? એ જ ને પુરુષનો પ્રેમ?

ઉલ્લાસ

પણ એ તો કવિતા છે. કવિતા કદી ખરી હોય છે કે? હવે તું જ જો. આ કવિતામાં વર્ણન કરેલા પુરુષનું લક્ષ ત્યાં એક સ્ત્રી ફરતી હોવા છતાં નિર્જીવ ફૂલ તરફ જાય એ કદી બને ખરૂં?

શૈલા

હવે તમે સમજી શક્યા એ કવિતા. તમારે બેંકના આંકડાઓ સાથે ગડમથલ કરવાની. તમે કવિતામાં શું સમજો?

ઉલ્લાસ

મને કવિતા સમજાય કે ન સમજાય, પણ (શૈલા તરફ આંગળી કરી) આ કવિતા તો અર્થાન્વય કર્યા સિવાય મને ક્યારની સમજાઈ ગઈ છે. શૈલા, બસ, હૃદયેશ્વરી!

શૈલા

હ...દયેશ્વ...રી? (મોટેથી હસે છે.) નાટક અને નવલો વાંચી પ્રેમ કરતાં શીખ્યા છો? (એકદમ ગંભીર થઈને) ઉલ્લાસ, તમારી પત્ની જો આ સાંભળે તો?

ઉલ્લાસ

આપણી વાતોમાં એનું નામ ન લાવવવાનું તેં પહેલેથી જ કબુલ્યું છે.

શૈલા

પરંતુ તમારા જેવા પરણેલા પુરુષો મારા ઉપર પ્રેમ કરે એ પાપ નહિ? એ ખોટું નહિ?

ઉલ્લાસ

હું પરણ્યો એ મારો ગુન્હો! એક સ્ત્રી સાથે પુરુષને આખો જન્મારો પાનું પડે, એટલે એને બીજી સ્ત્રી ગમવી પણ ન જોઇએ? તેના ઉપર એણે પ્રેમ પણ ન રાખવો જોઇએ? શું આ જુલમ છે! સૌંદર્યની મનગમતી પૂજા એ જો પાપ હોય તો જગતમાં પુણ્ય કયું તે કોઇ મને કહેશે?

શૈલા

તમે ગમે તેમ કહો, પણ તમે તમારી પત્નીના. તેનો તમારા પર પ્રેમ હશેજ. તમને ચાહવાનો મને શો હક્ક? તમારે માટે મને લાગણી થાય, પણ...( એકદમ ) તમે મને આટલા બધા ગમો છો—તમારા પર મારો આટલો બધો પ્રેમ છે–પણ તમારી સાથે લગ્ન કરવાના વિચાર માત્રથી મને કંપારી છૂટે છે.

ઉલ્લાસ

એટલે?

શૈલા

હું તમને પરણું એટલે તમે મારોય છળ કરશો, મને છોડી બીજે ચાલ્યા જશો. મારું પ્રિયજન મારો તિરસ્કાર કરે છે એમ જાણ્યા પછી હું કદી જીવી શકું નહિ. ઉલ્લાસ, ઉલ્લાસ! લગ્ન આટલું બધું ખરાબ કેમ હોય છે?

ઉલ્લાસ

ખરાબ!

શૈલા

હા, ખરાબ. લગ્ન પહેલાં પ્રિય લાગતું માણસ લગ્ન પછી અપ્રિય શા માટે થઈ જતું હશે ?

ઉલ્લાસ

આ તું શું બોલે છે, શૈલા ?

શૈલા

હું જે કંઇ બોલું છું તે હું બરાબર સમજું છું. પણ મારા મન પર મારો કાબુ નથી. મને મારી જ બીક લાગે છે.

ઉલ્લાસ

તેથીસ્તો હું તારી સાથે ને સાથે જ રહું છું...પણ જો તું આમ વાતો જ કર્યા કરીશ તો આપણને જવાનું મોડું થશે.

શૈલા

હું શું કરું છું, શું બોલું છું એ જ મને સમજાતું નથી. આજ સુધી મેં આટલાં પુસ્તકો વાંચ્યાં, આટલું જ્ઞાન મેળવ્યું, વિચારો પણ ખૂબ કર્યા, પણ જેમ બાળક દરિયા કિનારે રેતીનો મહેલ બનાવે અને સમુદ્ર તેના પર એક જ મોજું ફેંકીને તેને તોડી પાડે છે, તેમ આજ સુધીના મારા મનોરથો નવીન અનુભવના પૂરમાં એક પછી એક ખેંચાઇ જતા લાગે છે.

ઉલ્લાસ

પણ તું એવડો મોટો વિચાર શેનો કરે છે ?

શૈલા

વિચાર ? હું વિચાર કરતીજ નથી. ઉલ્લાસ, વિચાર કરવાનું ધૈર્ય મારામાં રહ્યું નથી. અરેરે, મેં આટલું બધું કામ માથે લીધુંજ શા માટે ? લેખો લખવા, ભાષણો આપવાં, આમ જવું,

તેમ જવું, લોકોને ઉત્સાહ આપવો, આ બધું શા માટે? પણ ખરૂં કહું? મારા મનમાં તો ભયંકર ખળભળાટ મચી રહ્યો છે. તેનો અવાજ મને ન સંભળાય એટલા ખાતર જ આ બધો કોલાહલ જાણે મેં ઉત્પન્ન કર્યો છે!

ઉલ્લાસ

તેં તો આજે ભયંકર તત્ત્વજ્ઞાનની શરૂઆત કરી. હવે મારે અહિંથી નાસી છૂટવું જ જોઇએ.

શૈલા

આપણે બન્ને માથેરાન ગયાં ત્યાં સુધી મને મારી જાત ઉપર ભરોસો હતો; પણ એ જ દિવસે મારો ભ્રમ દૂર થયો. ઉલ્લાસ, તમે મને મોહમાં શા માટે નાંખી?

(કોચ ઉપર બેસી બન્ને હાથમાં માથું નાંખી દે છે)

ઉલ્લાસ

શૈલા, શૈલા! આજે તારા મનમાં શું ભૂત ભરાયું છે? હમણાં તો તું મોજથી હસતી હતી ને એટલામાં શું થઈ ગયું? આપણે બહાર નીકળીશું એટલે ઠીક થઈ જશે, શૈલા.

શૈલા

(કોચના ઓશીકા ઉપર માથું નાંખી દઈ) તમે હવે જાઓ. મારે સિનેમામાં નથી આવવું. મને કંઈ સૂઝતું નથી. (ચીડમાં) મારો સારો આત્મવિશ્વાસ તમે નષ્ટ કર્યો.

ઉલ્લાસ

(જરા ચિડાઈ) તું આવે છે કે નહિ?

શૈલા

આઈ હેઇટ યુ! આઈ હેઇટ યુ!

### ઉલ્લાસ

( બૂમ મારી ) શૈલા, ( અટકી ) અચ્છા. ઠીક, ઠીક. એક્સક્યુઝ, હવે હું કાલે જ આવીશ. ગુડ નાઇટ, ગુડ નાઇટ.

( થોડો વખત આમ તેમ આંટા મારી... જાય છે. )

( કરૂણા આવે છે. )

### કરૂણા

કેમ શૈલા, તું ગઇ નહિ ?

### શૈલા

( ઓશીકામાંથી ડોકું ઉંચું કર્યાં વિના ) તેં જવાની ના કહી હતી ને ?

### કરૂણા

આજેજ બાનું કહેવું માનવાનું તને સૂઝયું ખરૂંને ? આવી જ રીતે હંમેશા મારૂં કહેલું માને તો કેવું સારૂં ?

### શૈલા

( એકદમ અર્ધી બેઠી થઈ જઇને ) તારૂં કહેલું શું માનવું મારે ?

### કરૂણા

શૈલા, તું આવડી મોટી ભણેલી ગણેલી છોકરી ! તું નહિ સમજે એમ કંઈ હોય ? શું તને આ સારૂં લાગે છે ? પુરુષ સાથે એકલાં વેળાકવેળાએ જવું, ફાવે ત્યાં ફરવું ...!

### શૈલા

તેમાં શું થયું ? બા, પુરુષ શું સ્ત્રીને ખાઇ જાય છે ? શું ને વાઘ છે ? જે સ્ત્રીઓને પુરુષોનો ભય લાગતો હોય તેઓ ભલે તેમનાથી દૂર રહે; હું તો તેમની સાથે ભળીશ. શું હું એટલી

બધી પામર છું, એમ તને લાગે છે? જેને પોતાના મન ઉપર કાબુ ન હોય તે પુરુષોથી ચાર હાથ ભલે દૂર રહે. મારું પોતાનું રક્ષણ કરવાની મારામાં શક્તિ છે.

કરૂણા

બધા જ પુરુષો કંઈ સરખા નથી હોતા. વળી ઉલ્લાસ તને લાગે છે એટલો સારો માણસ નથી.

શૈલા

(ગુસ્સામાં ઉભી થઈ)—બા, મારા મિત્રો સંબંધમાં તું ગમે તેમ બોલે તે મને નહિ પરવડે. કોણે, ગૌતમકાકાએ તને કહ્યું લાગે છે. નવરા લોકોને નકામું ડહાપણ કરવું બહુ ગમે છે! પણ મને જે ગમશે તે હું કરીશ; મને ફાવશે તેની સાથે ફરીશ અને મનમાં આવશે ત્યાં જઈશ; (વધારે ચીડાઈ) એટલું જ શા માટે? જોની, અત્યારે જ જાઉં છું. ઉલ્લાસ કંઈ બહુ દૂર નહિ ગયો હોય!

(ઝડપથી ચાલી જાય છે.)

કરૂણા

શૈલા, શૈલા.

(શૈલા ગઈ તે બાજુ વ્યથિત મુખે જોઈ રહે છે. પછી થોડી વારે અંદર જાય છે.)

(જરા વાર પછી શેખર નયનાને હાથ પકડી અંદર લાવે છે. નયના સત્તરેક વરસની છે ને અતિ સુંદર છે. અંદર આવતાં તે શરમાય છે.)

શેખર

આમ શરમાય છે શું? તું તે કેવી બ્હીકણ છે, નયના?

અંદર આવ ને !

નયના

શેખર, તું કેવો જુઠ્ઠો છે? મને ફસાવીને અહિં લાવ્યો. તારા પિતા શું કહેશે? તારી બા શું કહેશે?

શેખર

મારા પિતા તો વિલાયત જઈ આવ્યા છે એટલે તે કંઇ બોલે એવા નથી અને મારી બા તો બધું જાણે છે.

નયના

મારા 'કાકા' પણ વિલાયત ગયા હતા.

શેખર

તારા કાકા કોણ?

નયના

મારા પિતાજી. એમને હું 'કાકા' કહી બોલાવું છું.

શેખર

તે શું કરે છે?

નયના

મને ખબર નથી. હું તો ત્યારે નવ દશ વર્ષની હઇશ. કોણ જાણે કેમ, પણ અમારે ત્યાં એ બહુ વખત રહેતા નહિ. એક દિવસ એમની અને મારી બાની વચ્ચે બોલાચાલી થઈ, ત્યારથી એ ચાલ્યા ગયા તે ગયા. ફરી પાછા આવ્યા જ નહિ! પછી મારી બા મરી ગઇ અને મને માશીએ પાળીપોષીને મોટી કરી. અમારા ઘરમાં 'કાકા'ની મોટી છબી છે. હું હમેશાં માશીને 'કાકા' વિષે પૂછું છું, પણ એ તો તેમના વિષે એક અક્ષર પણ કહેતી નથી. શેખર, હું કોણ છું, શું છું તે જાણ્યા સિવાય હું

મારા પર આટલો પ્રેમ શા માટે કરે છે?

શેખર

પણ હું કોણ છું તે યે મેં તને ક્યારે કહ્યું છે? તે છતાંય તું મારા પર પ્રેમ કરે છે ને?

નયના

શેખર, તું શ્રીમંત છે, શિક્ષિત છે, તું કુલવાન છે, હું કોણ છું તે જાણ્યા પછી તો તું મારો તિરસ્કાર કરશે.

શેખર

નયના, તને મારા પ્રેમનો ખ્યાલ નથી.

નયના

હજીય વિચાર કર, શેખર, અને મારો નાદ છોડી દે. શેખર, નકામું તારા મનને શા માટે છેતરે છે? તે દિવસે તેં પેલા માણસના પંજામાંથી મને છોડવી અને અંતે તુંય મારા સ્નેહપાશમાં સપડાયો.

શેખર

દૈવવશાત્ હાથમાં આવેલા આ સૌંદર્યભંડારને ગુમાવી બેસવા જેટલો હું મૂરખ નથી.

નયના

(ધીમેથી) પણ હું તારી જાતની ન હોઉં તો?

શેખર

ગાંડી, આથી જ તું બીતી હતી કે? જમીન પર રસળતાં ક્ષુદ્ર જંતુઓ જાતિના વાડા શોધે છે, આકાશમાં વિહરતાં પંખીઓને એવાં બંધનો ન હોય.

નયના

પણ હું ઉચ્ચકુળની ન હોઉં તો ?

શેખર

ફરી પાછું એનું એ કેમ બોલે છે ? સૌંદર્ય હમેશાં ઉત્તમ કુળમાં જ જન્મે છે. કુરૂપતા કુલીન હોય તો ય થોડું જ કોઇ તેનો સ્વીકાર કરે છે ? કમળ કાદવમાંથી જન્મેલું લાગે તેથી કંઇ તે કાદવમાંથી જન્મતું નથી. સૌંદર્ય સુંદરતામાંથી જ જન્મે છે. ( કંઈ યાદ આવ્યું હોય એમ કરી ગજવામાંથી પત્ર કાઢે છે. ) નયના, જો તને એક ગમતની વાત કહું. ચીડાઇશ તો નહિ ને ? હું તને એક કાગળ લખતો હતો.

નયના

( આશ્ચર્યપૂર્વક ) મને ? સાચે ? શેનો પત્ર લખતા હતા ?

શેખર

'શાનો' પૂછે છે ! અરે ગાંડી ! હું તને થોડો જ કુંકુમ-પત્રિકા લખવાનો હતો !

નયના

તો શું પ્રેમપત્ર ? જોવા તો દો મને, લાવો, જોવા દો.

શેખર

ના, ના. હમણાં નથી જોવાનો. હજી મેં એ પૂરો નથી લખ્યો. આજ ચાર દિવસથી આ પત્ર લખું છું. સ્કુલ અને કૉલેજમાં નિબંધો તો ઠીક ઠીક લખેલા, પણ તે નિબંધલેખન પ્રેમપત્ર લખવામાં સહેજ પણ કામ લાગતું નથી. જરા ઉભી રહે, હું બાને અંદરથી બોલાવી લાવું ( મશ્કરીમાં ) કે તે જરા તારાં ઓવારણાં લે.

( નયના આરસા આગળ જઈ વાળ સંકોરે છે

એવામાં વિશ્રામ આવે છે. તેનું પ્રતિબિંબ આરસામાં જોઈને નયના એકદમ ચમકે છે ને પાછું ફરી જુએ છે.)

**નયના**

ણુ ? કાકા ?

**વિશ્રામ**

મ ાં આવ્યો હોય તેવી રીતે) કા–કા ! તું કોણ ?

**નયના**

હા, કાકા જ. તમે મને ઓળખી નહિ, કાકા ? હું નયના. તમે આટલા બધા દિવસ ક્યાં હતા ?

**વિશ્રામ**

નયના ! નયના, તું અહીં ક્યાંથી ? બોલ, બોલ, જલદી બોલ, તને અહીં કોણ લઈ આવ્યું ?

**નયના**

શેખર. પણ તમે અહીં કેમ કરતાં આવ્યા ?

**વિશ્રામ**

શેખર ? તારે ને તેને ઓળખાણ ક્યાંથી ?

**નયના**

શેખર અને મારે મૈત્રી છે. શેખરનો મારા પર ખૂબ પ્રેમ છે.

**વિશ્રામ**

(મોટે સાદે) શું શેખરનો તારા પર પ્રેમ ?

(શેખર અને કરૂણા બહાર આવે છે.)

**શેખર**

(આનંદથી) નયના...

(વિશ્રામને જોતાં એકદમ સ્તબ્ધ થઈ જાય છે.)

વિશ્રામ

(કર્કશ અવાજે) શેખર, તારો આના પર પ્રેમ છે? બોલ, તારો આના પર પ્રેમ છે?

શેખર

(શાંતિથી પાસે જઈ) હા. મારો એના પર પ્રેમ છે.

વિશ્રામ

નયના, તું ઘેર જા. શેખર, તારે એનો નાદ છોડવો પડશે.

શેખર

પ્રાણ જાય તોય મારાથી એ બનશે નહિ. હું એની સાથે લગ્ન કરવાનો છું.

વિશ્રામ

(બૂમ મારી) લગ્ન? આની સાથે? એ બનવાનું નથી.

શેખર

કેમ? કેમ એ શક્ય નથી?

વિશ્રામ

એ...એ...છે...તારી...; ના, પણ એ કદી પણ બનવાનું નથી.

શેખર

બાપુ!

નયના

(શેખર તરફ ફરી) શું...તું...તું...

(નયના ચીસ પાડી એકદમ નીચે પડે છે. કરુણા દિઙ્મૂઢ થઈ જાય છે. શેખરનો ચહેરો માથા ઉપર જાણે વજ્ર પડયું હોય તેવો થઈ જાય છે. પડદો પડે છે.)



## અંક બીજો.

[ પહેલા અંકના પ્રસંગો વીત્યાને આશરે આઠેક દિવસ થયા પછી ]

[ સ્થળ: ડૉ. વિશ્રામનું દિવાનખાનું.
સમય: બપોરનો. દોઢેક વાગ્યાના સુમારે શૈલા ટેલીફોનમાં વાત કરતી દેખાય છે. ]

**શૈલા**

(ટેલીફોનના રીસીવરમાં) હેલો, હેલો. હાં, હાં. ઉલ્લાસનું કામ છે. જરા એમને ટેલીફોન ઉપર બોલાવશો? હેલો, પાંચજ મિનિટ, વધારે નહિ. થેંક્યુ. (થોડીવારે) હેલો, કોણ છો? ઉલ્લાસ? હું? શૈલા. હા! શૈલા. હેલો. આજ આઠ આઠ દિવસ થયાં તમારો પત્તો જ નથી ને કંઇ! બસ, બસ. કામનું બાનું કાઢશો નહિ. મારે તમને હમણાં ને હમણાં જ મળવું છે. હેલો, ખૂબ અગત્યનું કામ છે. આજે શનિવાર છે, બૅંક ક્યારે બંધ થશે? દોઢ વાગે? (કાંડાના ઘડીઆળ તરફ જોઇને) લો, આ દોઢ તો વાગ્યો જ છે ને? પાંચ મિનિટમાં તમે અહિંઆ આવી રહો. નહિ આવો તો હું ગુસ્સે થઇશ હોં! (હસીને) હા. થેંક્યુ.

(રીસીવર નીચે મૂકે છે. વિચારમગ્ન જેવી દેખાય છે. એવામાં હાથમાં વર્તમાનપત્ર સાથે બહાર જવાનાં કપડાં પહેરીને કરુણા આવે છે.)

કરુણા

શૈલા, તેં આ વાંચ્યું કે?

શૈલા

(એકદમ ચમકીને) શું, બા?

કરુણા

તારી સખીના લગ્નની ખબર. આ છાપામાં આવી છે.

શૈલા

કઇ સખી?

કરુણા

ઉર્મિલા દેસાઇ. કૉલેજમાં તારી સાથે હતી ને? મને તો હજી એ ખરૂં લાગતું નથી.

શૈલા

શું ઉર્મિલાએ લગ્ન કર્યું? અસંભવિત. દોઢ મહિના પહેલાં તો એ મને મળી હતી. ઉનાળાની રજામાં એની બ્હેનને ત્યાં રહેવા અહિં જ આવી હતી ને? પણ ત્યારે તો એ કંઇ બોલીયે ન હતી.

કરુણા

બોલે કેવી રીતે? પોતાના બનેવી સાથે જ પરણવાની હતી એટલે શું મ્હોં લઇને તને કહે.

શૈલા

શું? એ એના બનેવી સાથે પરણી?

(કરુણાના હાથમાંથી શૈલા વર્તમાનપત્ર ખેંચી લે છે. વાંચીને,)

ખરેખર! લગ્ન કર્યાંને ચાર દિવસ પણ થઇ ગયા અને મને ખબર પણ નહિ આપી! એ આટલી જલદી લગ્ન કરશે, એની તો મને સ્વપ્ને પણ કલ્પના ન હતી.

કરુણા

અને વળી આવાં લગ્ન કરશે એવો તો કોઇને ખ્યાલ પણ ન હતો. આ જ ઉર્મિલા કૉલેજમાં હતી ત્યારે ગાઈ બજાવીને સૌને કહેતી'તી, કે સ્ત્રીઓની ઉન્નતિને માટે હું આજન્મ કુમારિકા રહીશ. તેને માટે મારા આખા જીવનનો ભોગ આપીશ. 'પુરુષોને ચાબુકે ચાબુકે ફટકારવા જોઇએ' એતો એના વ્યાખ્યાનોનો પ્રધાન સૂર હતો. તું જ કહેતી હતીને, કે આગળ જતાં ઉર્મિલા આપણા દેશની સ્ત્રી-પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેશે! શૈલા, તમારા જેવી ભણેલીગણેલી જવાબદાર છોકરીઓ આવું કરવા માંડશે, ત્યારે કન્યાકેળવણી પર લોકોનો વિશ્વાસ કેમ ટકશે! ડૉકટર કહે છે તે તદ્દન ખરું છે. સુશિક્ષિત કુમારિકાઓનું ભાવિ સારૂં નથી એમાં જરાય શંકા નથી.

શૈલા

ઉર્મિલાને તમે, દુનિયા ગમે તેટલો દોષ દો, પણ હું તેને દોષ દેવા તૈયાર નથી.

કરુણા

બહુ સારૂં! પોતાના બનેવી સાથે લગ્ન કરે, બાળબચ્ચાંવાળી પોતાની બ્હેનના સંસારમાં વિષ ભેળવે તેમાં તારી નજરે પાપ નથી, કેમ?

શૈલા

લગ્ન વ્યક્તિની રૂચિનો પ્રશ્ન છે. લોકોએ તેને માટે નિષ્કારણ

ચર્ચા શું કામ કરવી જોઇએ ? ઉર્મિલા અને એનો બનેવી પોત-પોતાનું હિતાહિત સમજી શકે એવાં છે. તેઓ કંઈ નાદાન નથી. એક બીજાને પ્રેમ થયો અને પરણ્યાં હશે. એમણે આમ જ કરવું અને તેમ ન કરવું એમ કહેવાનો બીજાંઓને શો અધિકાર છે ?

કરૂણા

તો પછી ઉર્મિલાની મોટી બ્હેને શું કરવું ? પોતાની નાની બ્હેનની સુવાવડ કર્યે જવી, એનાં બાલબચ્ચાં સંભાળ્યે જવાં ? એમ જ તું કહેવા માંગે છે ને ?

શૈલા

તેણે શું કરવું તે તે જાણે. એમાં હું શું કહું ?

કરૂણા

પણ એના સંસારમાં આગ લગાડવાની જવાબદારી કોની ?

શૈલા

સમાજની, બીજા કોની ? છૂટાછેડાનો કાયદો સમાજ માન્ય ન કરે ત્યાં સુધી આવા અનેક સંસારોની ધૂળધાણી થવાની જ ને તે ઉઘાડી આંખે જોયાજ કરવી પડશે. તે સિવાય બીજો ઉપાય જ નથી. ઉર્મિલાના બનેવીની ધીરજ અને પ્રમાણિકપણું ખરેખર અલૌકિક ગણાય. જેના ઉપર પ્રેમ ન હોય એવી સ્ત્રી સાથે સંસારની વેઠ ઉતારી જગતની આંખમાં ધૂળ નાંખવી તેના કરતાં પ્રેમવતી સ્ત્રી સાથે લગ્ન કરીને જગતને દાખલો બેસાડવો એજ ઉત્તમ છે. એમાં જ ખરી નૈતિક હિંમત છે.

કરૂણા

( કટાક્ષ પૂર્વક ) નૈતિક હિંમત ! શૈલા, શા માટે એ બિચારા શબ્દોને અપવિત્ર બનાવે છે ? તમારી સુશિક્ષિત સ્ત્રીઓનું માનસ

જ મારાથી તો સમજાતું નથી. શું શિક્ષણથી જ મનુષ્યની દૃષ્ટિમાં આવું પરિવર્તન થતું હશે! જે વાત દેખીતીજ ખરાબ છે તે તને આટલી સારી લાગે છે!

શૈલા

હવે ગામમાં વિરોધ સભાઓનો રાફડો ફાટશે. અને છાપાંના તંત્રીઓ તો ઉર્મિલા ઉપર શબ્દરૂપી અગ્ન્યાસ્ત્ર જ વરસાવવા મંડી પડશે. મારે એને આજ ને આજ જ અભિનંદનનો પત્ર લખવો પડશે. લોકોને આવો સંતાપ થાય ત્યારે મને ખૂબજ મઝા પડે છે. હું તો ઇચ્છું છું, અરે ભગવાન પાસે માગું છું કે સમાજની રૂઢિઓને લાત મારનાર ઉર્મિલાઓ ઘેરેઘેર જન્મે!

કરૂણા

શૈલા, તને આવું બોલતી સાંભળીને મને તારી ઘણી ચિંતા થાય છે.

શૈલા

કેમ? હું ઉર્મિલા જેવું કરીશ એમ તને લાગે છે? (અટકીને) અને ધારી લે કે મેં એવું જ કંઇક કર્યું તો?...

કરૂણા

(મોટેથી બૂમ પાડી) શૈલા, તને મારા ગળાના સોગન છે. (શૈલા મશ્કરીમાં હસે છે.) તારી અભાગી માતા જીવે એવી તારી ઇચ્છા હોય તો—(નિસાસો નાખી જવા માંડે છે. અટકીને પાછી વળી) હું જરા બહાર જાઉં છું. પાછી આવું ત્યાં સુધી તું ક્યાંય પણ જઇશ નહિ.

(કરૂણા જાય છે. શૈલા બાજુના ટેબલ ઉપર એક પત્ર લખવા માંડે છે. બેચાર લીટી લખ્યા પછી

મન બદલાયું હોય તેમ કરી કાગળ ફાડી નાખે છે.
એટલામાં ઉલ્લાસ આવે છે.)

ઉલ્લાસ

આટલી બધી તાકીદે મને તેં શું કામ બોલાવ્યો હતો?

શૈલા

(ઉલ્લાસ તરફ એક ક્ષણભર તાકી રહીને) કારણસરજ. મને તમારા પર અતિશય ગુસ્સો આવ્યો છે. તમે આવો ત્યારે તમારી સાથે જરા પણ ન બોલવાનું મેં મનમાં નક્કી કર્યું હતું.

ઉલ્લાસ

(હસીને) ઓ બાપરે! તને ખૂબ ગુસ્સો આવ્યો લાગે છે. અને તેથી જ તું વાત કરતી હતી ત્યારે મને ટેલીફોનનો રીસીવર પણ ગરમ ગરમ લાગતો હતો!

શૈલા

ઉલ્લાસ, હવે મશ્કરી બહુ થઇ. આઠ દિવસથી તમે આ બાજુ ફરકયા પણ નથી. તમને કંઇ લાગ્યું પણ નહિ? ચાર–પાંચવાર તો ટેલીફોન કર્યાં પણ તેનો જવાબ આપવાનીયે તમને ફુરસદ ન મળી? બેંકના સરનામે લખેલો મારો કાગળ પણ તમને મળ્યો નહિ હોય ખરૂં? મોટા મોટા આંકડાઓના સરવાળા બાદબાકી તમે ગણી શકો છો, પણ જીવનમાંથી પ્રેમ જતાં મનુષ્યનું સારૂં જીવન શૂન્ય થઇ જાય છે એ સાદી બાદબાકી તમને ન સમજાઈ?

[ઉલ્લા]સ

પણ મારો તારા પર પ્રેમ નથી એમ—

શૈલા

સમજી, સમજી. તમારો મારા પર કેટલો પ્રેમ છે તે હું

બરાબર સમજું છું. પહેલાં તો કદાચ એકાદ દિવસ નહિ મળાય તો તમે આકાશ પાતાળ એક કરતા. ત્યારે તમે મારા પર ચીડાતા તો મને જીવન ધન્ય લાગતું. તમારા પ્રેમની એ ઉછળતી ઉર્મિઓ હવે શમી ગઈ છે.

( કોચ પર બેસી જઈ ડુસકાં ખાય છે.)

ઉલ્લાસ

અરે ગાંડી! પણ છેલ્લા આઠ દિવસ થયાં બૅંકમાં કામના ડુંગરો આવી પડયા છે એ તો તારે જાણવું જોઇએ ને? એક ક્ષણની પણ મને ફુરસદ ન હતી. અમારી બૅંકમાં મોટો ગોટાળો થયો છે. હમણાં તો રાત્રે દીવા બાળીને કામ કરવું પડે છે.

શૈલા

તમારી બૅંક દિવસે પણ દીવા બાળે તેમાં મારે શું? મન હોય તો માળવે જવાય. મળવા ધાર્યું જ હોત તો તમે ગમે તેમ પણ રસ્તો કાઢી શકયા હોત. મને એટલી ચીડ ચઢી હતી કે તમે આજે ન આવ્યા હોત તો હું તમારે ઘેર જ આવત.

ઉલ્લાસ

ઠીક! એટલે 'એ'ની અને તારી વચ્ચે મારામારીજ જામત. અત્યાર સુધી એ આ બધું નથી જાણતી એટલું ઠીક છે. તેને જ્યારે ખબર પડશે ત્યારે મારો જીવ લેશે જીવ.

શૈલા

તમે તમારી સ્ત્રીથી બીઓ છો? તો પછી તમે મારી સાથે લગ્ન શી રીતે કરશો?

( ઉલ્લાસ જોઈ રહે છે. )

ઉલ્લાસ! મારો તમારા પર કેટલો પ્રેમ છે તેની તમને કલ્પના

પણુ નહિ હોય. હું તમારું એકચિત્તે ધ્યાન ધરી રહી છું. તમારા વિના મને નથી કંઈ સુઝતું કે નથી કંઇ રુચતું. તમને ભૂલી જવાને મેં છેલ્લા આઠ દિવસ ઘણાં ઘણાં ફાંફાં માર્યા. તમારા માટેની ઘેલછા મટાડવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. હવે તો તમારા સિવાય મારાથી એક ક્ષણુ પણ જીવાય તેમ નથી.

ઉલ્લાસ

એટલે ?

શૈલા

એટલે એમ કે હવે હું આ દંભથી તદ્દન કંટાળી ગઇ છું. કોઈ જુએ નહિ, કોઇ સાંભળે નહિ, કોઈ જાણે નહિ માટે પગલે પગલે જૂઠું બોલવાની યાતના મારાથી હવે નથી સહી જતી. ચોરીથી પ્રેમ કરવામાં ક્ષણુભર સંતોષ થાય, પણ ખરો આનંદ તો પ્રેમને જગત્ સન્મુખ નિર્ભયપણે ભોગવવામાં જ છે. ઉલ્લાસ ! નિર્ભયપણે ભોગવવામાંજ છે.

ઉલ્લાસ

શૈલા, તારો સ્વભાવ લ્હેરી છે, એ મને ખબર છે. તારો લગ્ન વિષેનો અભિપ્રાય પણ હું જાણું છું. નહિ તો તું આ બધું ખરા અંતઃકરણપૂર્વક જ કહી રહી છે એમ જ હું માનત.

શૈલા

લ્હેરની વાત નથી આ. મારા પ્રેમની આવી નિર્દય મશ્કરી ન કરો. હું સાચેસાચું કહું છું, ઉલ્લાસ, માથેરાનના એ દિવસો તો તમે ભૂલી ગયા નથી ને ? તે દિવસે સંધ્યાકાળે આપણે બન્ને ઉચ્ચ શિખરની ટોચ પર હતાં. નીચે લીલાંછમ વૃક્ષોની ઘટા કેવી સુંદર છાઈ રહી હતી ! એકાએક નીચે જોતાં મને ચક્કર આવવા લાગ્યાં. મેં તમારા ખભા ઉપર માથું મૂક્યું. સામેથી આવતાં

સૂર્યકિરણો મારી આંખ પર પડ્યાં. મારા વાળ પર હાથ ફેરવતાં તમે કહ્યું, 'શૈલા, તારી સાથે ઉંડી ખીણમાં કૂદકો મારવા પણ હું તૈયાર છું.' આ સાંભળી હર્ષથી મારાં રોમાંચ ખડાં થઈ ગયાં. હું મારૂં દેહભાન ભૂલી. તે જ ક્ષણે મારૂં સર્વસ્વ, મારૂં હૃદય, મેં તમને અર્પણ કર્યું. ઉલ્લાસ! સુખના એ શિખર પરથી મને શું ફેંકી દેશો?

### ઉલ્લાસ

તારા શબ્દોથી મારૂં મન તદન ગુંચવાઈ ગયું છે. શૈલા, જગત્ શું કહેશે? તેં આજ સુધી ગળું તોડી તોડીને કહ્યું છે કે, લગ્ન એ સ્ત્રીની આત્મહત્યા છે. આજ સુધી પુરુષ માત્રને તેં ધિક્કાર્યા છે; તું લગ્ન કરીશ તો આખી દુનિયા તને હસશે. મારા કરતાં તને જ વધારે હસશે.

### શૈલા

આજ સુધી દુનિયા મારા તરફ જોઈ હસતી હતી, તેવી જ રીતે હવે એક વાર વધારે હસશે. ભલે હસે. ઉલ્લાસ, આજ સુધી ભાષણો આપી, લેખો લખી, વાદવિવાદ કરી મારા મનને મેં છેતર્યું. હવે નકામા, પોકળ અભિમાનથી એવું ખોટું તૂત ક્યાં સુધી નભી શકે? મારૂં મન મારા પોતાના જ મૂર્ખપણાને હસી રહ્યું છે. એક વાર સારૂં જગત્ હસશે તે સહ્યું જશે, પણ આ ભયંકર મનોવ્યથા મારાથી ક્ષણભર પણ સહન થઈ શકે તેમ નથી. એક વખત પુરુષને ધિક્કારનાર આ શૈલા પુરુષ આગળ લાચાર થઈને ઉભી રહે છે એ સત્ય છે. પછી એને કોઈ ગમે તે કહે.

### ઉલ્લાસ

મીઠા શરબતની મઝા માણતાં બરફનો ગાંગડો ગળામાં

અટકી પડે તેવું તારા શીતળ પ્રેમનું પાન કરતાં તારા લગ્નના વિચારે થાય છે. શૈલા, આ લગ્નનું ગાંડપણ એકાએક તારા ભેજામાં ક્યાંથી ભરાયું ? લગ્ન કરવા તું જેટલી છૂટી છે તેટલો હું કંઈ થોડો જ છૂટો છું ? શૈલા, હું પરણ્યો છું, હું મારી એક પત્નીનો પતિ છું એ ભૂલ્યે કેમ ચાલશે ?

શૈલા

(ક્રોધમાં) તમે ખરેખર પરિણિત છો ? નહિ. (ઝડપથી) આજ સુધી મારા તરફ પ્રેમ બતાવ્યો, મને પ્રેમપાશમાં ગુંચવી તમારે નાદે ચઢાવી ત્યારે તમને તમારૂં લગ્ન કદી સાંભર્યું લાગતું નહોતું. અને હવે, બોલ્યા પરણેલો છું. અરે તમે પરણ્યા હો તેથી મને શું ?

ઉલ્લાસ

તને કંઈ નહિ તો પણ મારે તો ખરૂં ને ? તારા તરફ મને પ્રેમ છે તેથી મારી પત્નીને હું :કંઈ ખાસ તિરસ્કારતો નથી. અને મારી...પત્ની...પ..ર...પ્રેમ....નથી...એવું...કંઈજ...નથી.

શૈલા

શું કહો છો ? તમને તમારી પત્ની પર પ્રેમ છે ? બોલતાં આમ અચકાવ છો શા માટે ? પોતાની પત્ની માટે તમને પ્રેમ છે એ મોઢેથી કહેતાં શરમ આવે છે ? બોલો, મોટેથી બોલો કે એ શબ્દો તમારી સ્ત્રીના કાન સુધી પહોંચે અને તેના જીવનમાં તેને એક વખત શાંત્વન મળે. અને તો પછી આજ સુધી તમે મને એ કહ્યું કેમ નહિ ?

ઉલ્લાસ

તેં મને વળી એ વિષે પૂછ્યું'તું ક્યારે કે હું કહું ? અને બે સ્ત્રીને પ્રેમ કરવાનો પેટન્ટ મેં કંઈ એકલાએ જ નથી લીધો.

આપણા દેશમાં મારા જેવા બીજા હજારો પુરુષો છે. એક મ્યાનમાં બે તલવાર ભલે નહિ રહેતી હોય પણ એક દિલમાં બે સ્ત્રીઓ તો સહેલાઈથી રહી શકે છે એ મારો અનુભવ છે. એટલે જ પ્રભુએ મનુષ્યહૃદયના ભાગ કર્યા છે. તારી સાથે લગ્ન કરી મારી સ્ત્રીને ફેંકી દઉં તો એનું શું થાય? તું સ્ત્રી હોવા છતાં તને સ્ત્રીની દયા નથી આવતી?

શૈલા

દયા! મને તેની દયા શા માટે આવે? તમને તેની દયા આવે છે, પણ મારી દયા આવે છે? તેનું શું થશે તેની ચિંતા તમને થાય છે, પણ મારૂં શું થશે તેની તમને જરાય પડી છે!

ઉલ્લાસ

એક પત્ની જીવતી હોવા છતાં બીજું લગ્ન કરનાર તરફ લોકો કેવી દૃષ્ટિએ જુએ છે તે પણ તું સારી પેઠે જાણે સમજે છે. દુર્દૈવે આપણા સમાજ માટે છૂટાછેડાનો કાયદો નથી. જેવી રીતે હું તારી સાથે લગ્ન કરૂં તેવી રીતે મારી પત્ની થોડી જ બીજાને પરણી શકશે? હવે કહે, જોઉં, મારા આ લગ્ન પછી એણે શું કરવું?

શૈલા

તમારી સ્ત્રીએ શું કરવું એ મને પૂછો તે કરતાં મારે શું કરવું એનો મને પહેલા જવાબ આપો. છૂટાછેડાનો કાયદો પસાર થાય ત્યાં સુધી ધીરજ ધરૂં કે તમારી પત્ની મરે ત્યાં સુધી રાહ જોઉં!

ઉલ્લાસ

ગરીબ બિચારી મારી પત્ની! એને શા માટે મારી નાંખે

છે? વળી હમણાં તો એ માંદી રહે છે. ખરું કહું તો આવી સામાજિક પરિસ્થિતિમાં એકબીજા માટે ઝૂરતાં બેસી રહ્યા સિવાય બીજો રસ્તો જ નથી. આપણાથી બીજું શું થઇ શકે? જીવન જ એવું ગુંચવાયલી જાળ જેવું છે. આપણને પ્રિય એવા મનુષ્ય જોડે આપણે લગ્ન કરી શકતાં નથી એ તે કેવી નિર્માલ્યતા? આટલા માટે તો આપણે સમાજના અન્યાયો વિરુદ્ધ ચળવળો ઉપાડીએ છીએ. શૈલા, તારા ને મારા મનમાં ગમે તેમ થતું હોય તો પણ સમાજના બંધનો એકદમ તો કેમ તોડી શકાય? જરા વિચાર કર. મન પર સંયમ રાખ. મનને કળ વાળ.

### શૈલા

સંયમ! સંયમ રાખવાનું તમે મને કહો છો? પેટ ભરી જમીને ધરાયેલા માણસો બીજાને ઉપવાસ કરવાનું જ કહે ને? કોઇ પણ પ્રકારની જવાબદારીની પરવા કર્યા સિવાય તમે તમારી સુખની લાલસાઓ વિના અડચણે પૂરી કરી શકો છો. તમને એ સ્થિતિમાં જરા જેટલું ય વિધ્ન નડી શકતું નથી. પણ કુદરતે સ્રીના સુખોપભોગની મર્યાદા ઠેરવી હોય છે. બોલો ઉલ્લાસ, હું વિનંતિ કરી છેલ્લીવાર પૂછું છું કે તમે મારી સાથે લગ્ન કરશો કે નહિ?

### ઉલ્લાસ

શૈલા, હું કબુલ કરું છું કે એટલી માનસિક હિંમત મારામાં નથી. નકામું તને ખોટું કહેવાનો શો અર્થ?

### શૈલા

(ચાડમાં) બેશરમ! મને તારા મોહમાં નાખી, હવે મારું ગળું કાપે છે? વિશ્વાસ કરીને તારે ખભે માથું મૂકયું તેના પર હવે છૂરી ચલાવે છે?

ઉલ્લાસ

વાહ વાહ ! શાબાશ, બીજા પર હુમલો કરવો એ આત્મ-રક્ષણનો ઉત્તમ માર્ગ છે. મેં તને મોહમાં નાખી કે તેં મને મોહમાં નાખ્યો ! ખરૂં પૂછે તો તારા સૌંદર્યે જ મને મોહમાં નાંખ્યો. સૌંદર્ય મદ્ય કરતાં પણ વધુ માદક છે. મદ્ય તો પીધા પછી જ કેફ ચઢે છે, સૌંદર્યના તો દર્શન માત્રથી જ કેફ ચઢે છે. મને દોષ દેવા કરતાં તારા સૌંદર્યને જ દોષ દેવો એ વધારે ઉચિત છે, સમજી !

શૈલા

બસ, બંધ કર તારૂં આ પાજીપણું. મારા મૂર્ખપણાનો, અજ્ઞાનનો લાભ લઈ મારા પાવિત્ર્યનો તેં નાશ કર્યો. સ્વાર્થી—કપટી—નીચ—.

ઉલ્લાસ

ઓહો ! હું સ્વાર્થી—હું કપટી—હું નીચ—એમ ? અરે ઓ શૈલાકુમારી, મારા ઉપર મોટો ઉપકાર કરીને તેં કંઈ મારા પર પ્રેમ નથી કર્યો. અને માની લે કે મેં તો મારો સ્વાર્થ સાધ્યો પણ સાથે તેં શું કર્યું ? તું તો જાણે હાથમાં તુલસીપત્ર લઈને ઉભી હતી કેમ ?

શૈલા

( અસહાય બની ) ના, ના. ઉલ્લાસ ! આવું કહી મને દાઝ્યા ઉપર ડામ ન દે. હું તારે પગે પડું છું. પણ મને આમ તરછોડી કાઢ નહિ. હું તારે પગે પડું છું. મને ક્ષમા કર. મને ક્ષમા કર. મને તારાથી દૂર કર નહિ. તું મને ત્યાગીશ તો મારે માટે જીવવું અશક્ય થઇ પડશે.

ઉલ્લાસ

વારે વારે એકની એક વાત કહેવાનો અર્થ શો ? અને

બીજી એક વાત સાંભળ. તારી સાથે લગ્ન કરું તો મારી નોકરી-માંથી પણ મને પાણીચું જ મળી જાય. અમારી બૅંકનો મેનેજર એવો ચુસ્ત સનાતની છે કે વિધવાવિવાહમાં માત્ર હાજરી આપવા માટે એણે એક કારકુનને તરત જ કાઢી મૂકયો હતો. તને પરણીને હું શું નોકરી ગુમાવું ?

શૈલા

નોકરી ! અરે કહો તો હું નોકરી કરીશ. દુઃખ વેઠીને પૈસા મેળવીશ, તમારો અને તમારા પત્નીનો સંસાર ચલાવીશ. ઉલ્લાસ, અતિ લાચાર થઇને આજે આટલું તમારી પાસેથી યાચું છું.

ઉલ્લાસ

આવા તારા નાટકી ભાષણની મારા મન પર અસર થશે એમ તું માને છે ? છિઃ ! હું જઉશ. હવે તારી સાથે બોલવનો કંઇ જ અર્થ નથી.

શૈલા

( એકદમ ઉઠી ઉલ્લાસનો હાથ પકડી ) ઉલ્લાસ, આ હાથ મારા હાથમાં કાયમનો રાખવાનું વચન લીધા સિવાય હું તમને એક ડગલું પણ અહિંથી ખસવા દેવાની નથી. ના નહિ જ.

ઉલ્લાસ

અને હું વચન ન આપું તો તું શું કરશે ?

શૈલા

શું કરીશ ? આ હાથથી તારો તોટો પીસી નાખીને તારો જીવ લઇશ.

ઉલ્લાસ

( એનો હાથ જોરથી ખસેડી ) છટ ! ચાલ, થા બાજુએ.

(મોટેથી હસી) જીવ લઈશ? મને ગળે ટૂંપો દેવો એ ફૂલ ચૂંટવા જેટલું સહેલું નથી. સમજી કે?

શૈલા

યાદ રાખો ઉલ્લાસ, સારા જગતમાં તમને બેઆબરૂ કરીશ.

ઉલ્લાસ

બેઆબરૂ કરીશ? કોને મને? હા...હા...હા...ઓ સૌન્દર્ય-કુમારી, ભૂલી કેમ જાય છે કે હું તો પરણેલો પુરુષ છું, પરણેલો પુરુષ કદી બેઆબરૂ થતો જ નથી. એવું કરવા જતાં ઉલટી તું જ બેઆબરૂ થઈશ. શૈલા, આવી ધમકી આપવાથી લગ્ન ગોઠવાતાં હશે ખરાં કે? મગજ શાંત રાખ. તું જો ફરીને આવો દેખાવ કરવાની હોય તો હું આ ઘરમાં કદી પગ નહિ મૂકું. હું જાઉં છું. (જવા માંડે છે.)

શૈલા

(દોડતી તેની પાછળ જઈ) ઉલ્લાસ, ક્યાં જાય છે? મારા સર્વસ્વનો નાશ કરી ક્યાં જાય છે?

ઉલ્લાસ

(ગંભીર ચહેરે) ક્યાં જાઉં છું? થોભ, સાંભળ, આપણાં લગ્ન માટે માંડવાનો ઓર્ડર આપવા. સમજી!!! તું તૈયારી કર. હું હમણાં આવ્યો.

(મોટેથી હસતો હસતો જાય છે. શૈલા કોચ પર પડે છે. થોડા વખત પછી ગૌતમ આવે છે.)

ગૌતમ

વિશ્રામ હજી આવ્યો નથી લાગતો. કોણ શૈલા! શૈલા! શું થયું છે તને?

શૈલા

(અર્ધી ઊઠી) કોણ, ડૉક્ટર? તમે વખતસર જ આવ્યા છો. હું તમને જ યાદ કરતી હતી. ડૉક્ટર, તમારી મદદની મને જરૂર પડી છે. તમે ય ગુસ્સે થઇને મને તિરસ્કારશો તો નહિ ને?

ગૌતમ

ના, ના. મારાથી બીવાનું કારણ નથી. શું છે?

શૈલા

કોઇને કહેશો તો નહિ ને? બા અથવા બાપુને એમાંથી એક પણ અક્ષર કહેવાનો નથી.

ગૌતમ

શૈલા, એ કહેવાની જરૂર નહિ હોય.

શૈલા

ડૉક્ટર, આજ સુધી મેં તમારા કહેવા તરફ દુર્લક્ષ કર્યું. તમારી મશ્કરી કરી પણ છેવટે તમારૂં જ કહેવું ખરું કર્યું.

ગૌતમ

એટલે, તું શું કહે છે? કંઇ સમજાતું નથી.

શૈલા

આમ આશ્ચર્યચકિત થશો નહિ. ગુસ્સા ભરી નજરે મારા તરફ જોશો નહિ. કહું? મેં લગ્ન કરવાનું ઠરાવ્યું છે, ઉલ્લાસ સાથે. (આંખ દાબી કોચ પર પડે છે.)

ગૌતમ

શું? શું કહે છે તું? તું ઉલાસને પરણશે? ઉલ્લાસને! મૂ..રખ છોકરી! ઉલ્લાસ પરણ્યો છે તે તો તું જાણે છે ને?

શૈલા

હા, હું બધું ય જાણું છું.

ગૌતમ

જાણે છે? અને છતાં દીવો લઇને કુવે પડવા તૈયાર થઈ છે! શૈલા, તારું શિક્ષણ, તારી બુદ્ધિ, તારી વિદ્વત્તા બધું જ નકામું ગયું?

શૈલા

હા. તદ્દન નકામું ગયું. સ્ત્રી ગમે તેટલું શીખે પણ છેવટે તો તે સ્ત્રી જ રહે છે, એ મને અંતે સમજાયું છે. સ્ત્રીઓના માનસપ્રવાહ સામે ગમે એવી મોટી દીવાલો બાંધો, છતાં એ ગોંધાઇ રહેલો પ્રવાહ છેવટે તો એ દીવાલ ભેદીને બહાર નીકળવાનો જ. તમે કહેતા હતા તે હું કેમ ન સમજી શકી? મારી સ્થિતિ પ્રવાહમાં ખેંચાતા માણસ જેવી છે.

ગૌતમ

પણ કિનારા ઉપર ઉભેલાં માણસો કંઈ મરી તો ગયાં નથી. આત્મવિનાશી કેફમાં તારી બુદ્ધિ ગુંગળાઇ ગઇ હોય તો પણ બીજા બધાની બુદ્ધિ કંઈ બહેર મારી ગઇ નથી. તારા પોતાના જીવનનું અને બીજાના સંસારનું સત્યાનાશ થતું હું આ આંખોએ તો નહિ જ જોઇ શકું. લગ્ન જીવનનાવને તોડનાર ખડક નથી, એ તો જીવનમંદિરનો પાયો છે. શૈલા, તારા જીવનનો ધ્વંસ કરનાર આ લગ્ન વિષેના વિચારો તારે ત્યાગી જ દેવા જોઇએ.

શૈલા

ના, ડૉકટર. એ હવે શકય નથી. તમે ફક્ત દર્દીનું શરીર જ તપાસો છો, તેનું મન તપાસતા તમને આવડતું જ નથી. તેમાં ય સ્ત્રીઓનું માનસ તો તમને જરાયે સમજાતું નથી. પુરુષોના

વિચારો તો એના મગજમાં જ રહે છે, પણ સ્ત્રીઓના વિચારો એના લોહીમાં વહે છે. સ્ત્રીએ કરેલો નિશ્ચય એના શરીરના પ્રત્યેક કણુમાંથી નિશ્ચિત થઇને આવ્યો હોય છે.

### ગૌતમ

સ્ત્રીઓનું મન હું નથી જાણતો એ તારો ભ્રમ છે. સ્ત્રીઓનું મન હું બહુ સારી રીતે સમજી શકું છું. પણ ભણેલી છોકરીઓનાં મન હું જરાય સમજી શકતો નથી અને કોઇ પણ નિષ્ણાત તે સમજી શકે તેમ નથી. ( કંટાળાથી ) તમને ભણેલી સ્ત્રીઓને મન પુરુષ એટલે રમકડું. પુરુષનો સહવાસ તમારે મન મશ્કરી. પુરુષને ગાળ દેવાથી તમારૂં સંરક્ષણ થઇ શકશે એવું તમારૂં અભિમાન છે, પણ તેમની સાથે સાચા પરિચયમાં આવ્યા પહેલાં જ તમે મોહનું બલિદાન બની જાવ છો. તમારા તરંગના કિલ્લા મોહના પહેલા જ પવને ગંજીફાના પાનાના બંગલાની જેમ દશે દિશામાં અદ્ધર ઉડી જાય છે. શૈલા, આયુષ્યની કિંમત સમજાય છે અનુભવે, પુસ્તકો વાંચવાથી નહિ.

### શૈલા

ખરી વાત. જીવતરનું મૂલ્ય જીવીને સમજાય છે. અથવા એમ કહો કે ભૂલો કરનારને જીવતરનું મૂલ્ય વધારે સમજાય છે. ઉલ્લાસ સાથે લગ્ન કરવું એ ભૂલ હશે, પણ એ ભૂલ સુધારવાનું હવે મારા હાથમાં નથી. જીવનમાં કરેલી ભૂલો થોડી જ સહેજે સુધરી શકે છે?

### ગૌતમ

દીવો લઇને કુવામાં પડીએ એ ભૂલ? આજ સુધી તું જાણી જોઇને લગ્નપ્રથાને ઉડાવતી હતી. "મને લગ્નની જરૂર લાગતી

નથી, લગ્નનો વિચાર પણ મારા મનમાં આવતો નથી," આવી આવી ખોટી વાતો કરીને તેં તારી જાતને અને બીજાંને છેતર્યાં. નૈસર્ગિક લાગણીઓ સામે આંખમિચામણાં કર્યાં. પણ મોહ સામે થવાનું સામર્થ્ય તારામાં હતું જ નહિ. હજારો વર્ષ તપ કરનાર મુનિઓ સુદ્ધાં મોહને જીતી શક્યા ન હતા. ત્યાં તારા જેવા નબળાપાતળા 'વેદિયા પંડિતો'નું શું ગજું ? જ્યાં સુધી માબાપ, ભાઈબેન વગેરેના સંરક્ષણનો જાગતો પહેરો તમારી ચોકી કરતો ખડો હોય છે ત્યાં સુધીજ તમારા સદ્‌ગુણો ટકી રહે છે. શૈલા, આત્મસંરક્ષણનું સામર્થ્ય સ્ત્રીઓમાં ન આવે ત્યાં સુધી સ્વાતંત્ર્ય માટેની ઝંખના એ એની વિડંબના જ છે.

### શૈલા

ડૉકટર, દવા લેવા આવેલા દર્દી આગળ વૈદકશાસ્ત્રની ચર્ચા કરવાથી શો ફાયદો ? મને તમારી મદદની જરૂર છે—તમારા ઉપદેશની નહિ. તમે જો મને નિરાશ કરશો તો મારે મદદ માટે બીજાજ કોઈની કદમબોસી કરવી પડશે.

### ગૌતમ

તું લગ્ન કરીશ તો મને આનંદ થશે. પણ ઉલ્લાસ સાથે લગ્ન થવા દઈ તારો જીવનનાશ થતો કેમ જોઈ રહું ? ઉલ્લાસ જેવા માણસ પાસેથી તું સુખની આશા રાખે છે ? એક સ્ત્રી સાથે બેઈમાન થનાર પુરુષ બીજી સ્ત્રી સાથે ઈમાનદારીથી રહી શકશે ?

### શૈલા

ના, ડૉકટર, હું મારા સુખ ખાતર જ લગ્ન કરતી નથી સમજ્યા ? (ક્ષીણ સ્વરે) પણ સમાજમાં મારા અસ્તિત્વ માટે. મારે લગ્ન કરવું પડે છે ફક્ત મારા સંરક્ષણ માટે.

ગૌતમ

(મોટેથી) શું...શું ?

શૈલા

(નીચું જોઈ જઈ) ડૉક્ટર, આશ્ચર્યચકિત થશો નહિ, તિરસ્કારની નજરે મારા તરફ જોશો નહિ, નહિ તો હું શરમથી મરી જઈશ. ડૉક્ટર, ડૉક્ટર. મોહની આંધીને હું સમજતી ન હતી. એ આંધીને લીધે જીવનના સર્વસ્વનો ભોગ આપવો પડશે.

ગૌતમ

(શાંતપણે) હા, શૈલા, કુદરત જેટલી દયાળુ છે, તેટલી જ ક્રૂર છે. કુદરત કોઇને છોડતી નથી. શૈલા, શાન્ત થા. પહેલાં હું તારા પર ચિડાયો હતો—ઘણો ચિડાયો હતો—પણ હવે મને તારી દયા આવે છે.

શૈલા

પણ જગત્ એ જાણશે ત્યારે મારી મશ્કરી કરશે, મને ધિક્કારશે. મને જીવનમાંથી હદપાર કરશે. ગળું તોડીને હું કહીશ કે હું પાપી નથી, દોષિત નથી પણ પ્રમાદી છું, અજાણ છું; તોય મારા પર કોણ વિશ્વાસ રાખશે ? મને મારા ઉપર તિરસ્કાર આવે છે. (આંખ બંધ કરી, મોટેથી શ્વાસ પાડી) રસ્તો સૂઝે ત્યાં નાસી જવાનું મન થાય છે.

ગૌતમ

(નિશ્વાસ નાખી) ઉલ્લાસ સાથે લગ્ન કર્યાં સિવાય તારે છૂટકો નથી એ વાત સાચી. તેને આ ખરી વાતની ખબર છે ?

શૈલા

ના, તેને કહેવાની મારી હિંમત ચાલી નહિ. જ્યારે એ

જાણશે ત્યારે મારા પર વિશ્વાસ રાખશે નહિ, આખા જગત્ કરતાં વધારે તિરસ્કાર એ કરશે અને મારો છેવટનો આશાતંતુ પણ તૂટી જશે. ડૉક્ટર, સુખનો ભાગીદાર વિફરે તો સારા જન્મમાં દુશ્મનની ગરજ સારે.

ગૌતમ

એટલે શું તે તારી સાથે લગ્ન કરવા તૈયાર નથી ?

શૈલા

ના, હજી એટલી હદ સુધી નિરાશ થઇ નથી. વચમાં હું એના પર ખૂબ ચિડાઇ હતી, ગમે તેમ બોલી હતી. લાચાર થઇ એના પગમાં પડી, પણ એને તો બધું હસવા જેવું જ લાગ્યું. છતાં હજી મેં ધીરજ ખોઈ નથી. ડૉક્ટર, મારા માટે તમે એને વિનવો, એની આગળ ખોળો પાથરો, ગમે તેમ કરી એનું મન વાળો. મારા શરીરને તો સંસારમાં જીવવા દો !

ગૌતમ

શૈલા, તું નિર્ભય રહે. મારાથી બનતું હું બધું કરીશ. પણ મને એક બીક રહે છે. પુરુષનું નીચપણું ક્યાં સુધી જઈ શકે છે તે હું જાણું છું, શૈલા, તું નાદાન છે. સ્ત્રી જેટલી પ્રમાદી હોય છે તેટલો જ પુરુષ પાજી હોય છે.

શૈલા

ડૉક્ટર, તમે આમ મારી ધીરજ ખૂટાડશો તો—( અંદરથી રસુલ–રસુલ ! અવાજ આવે છે ) બાપુ આવ્યા ડૉક્ટર, મારા જીવવાનો આધાર તમારા પર જ છે.

( દોડતી દોડતી અંદર જાય છે. ગૌતમ વિચારમગ્ન ઊભો રહે છે. કોર્ટમાંથી પાછો આવેલો વિશ્રામ અંદર પ્રવેશે છે. )

વિશ્રામ

રસુલ, રસુલ. (ડાકટરને જોઈને) હેલો ડૉકટર! તું ક્યારે આવ્યો? (રસુલ આવે છે.) કોની ઘોર ખોદવા ગયો'તો! બૂમ મારી કે અહિંઆ હાજર થવું જ જોઇએ. (પાટલુનનાં ગજવા-માંથી રૂપીઆ કાઢી) આ પૈસા ટેકસીવાળાને આપી આવ.

રસુલ

કેટલા આપું?

વિશ્રામ

તે મને પૂછે છે? ટેકસીવાળાને પૂછ. એ માગે એટલા આપ. (એના તરફ જોઈ) કેમ અલ્યા, અહીં આવ જોઉં, તારા મોંમાંથી વાસ શાની આવે છે? દિવસે પણ નશાપાણી? એટલે જ હમણાં હમણાં મારા કબાટમાંથી બાટલીઓ જલદી ખલાસ થઇ જાય છે. સમજ્યો.

રસુલ

નહિ સા'બ, અલ્લાના કસમ.

વિશ્રામ

કસમ ના ખા, પણ એલચી ખા. કહે છે કે કસમ ખાઉં છું! (રસુલ જાય છે) ચોરીને પીધેલો દારૂ એમ પચતો નથી તો.

ગૌતમ

વિશ્રામ, ચોરીને કરેલું કંઈ જ પચતું નથી.

વિશ્રામ

એ ડૉકટર! મહેરબાની કર. હેમલેટના બાપ જેવો તારો ચહેરો અને સોક્રેટીસના બાપને શોભતું તારૂં તત્ત્વજ્ઞાન જોઇ મારૂં તો કાળજું ધ્રૂજી ઉઠે છે. કવીનાઇન જેવું કડવું બોલવાનો

તને કંટાળો જ આવતો નથી? લોકોને દવા પાઇ પાઇને તેં તારા સ્વભાવનું પણ દવાખાનું કરી મૂક્યું છે. બાકી આજ તો તું ગમે તેમ કરે તો પણ તને મારી દવા પાવાનો. બસ, આજ તો એવો આનંદ થયો છે, એવો...રસુલ !

રસુલ

જી, સાંબ. (રસુલ દોડતો આવે છે)

વિશ્રામ

બે ગ્લાસ અને સોડા લઇ આવ.

રસુલ

જી, સાંબ.

ગૌતમ

રસુલ, એક જ ગ્લાસ લાવજે. માફ કર, વિશ્રામ.

વિશ્રામ

મેં લાવવાનું કહ્યું ને? જા જુએ છે શું? (રસુલ જાય છે) તું જો તો ખરો.

ગૌતમ

હું કદી દારૂ પીતો નથી એની તને ખબર છે, પછી નકામો આગ્રહ શા માટે કરે છે?

વિશ્રામ

ગભરાઇશ નહિ. હું કંઇ તમને સારસાપરિલા આપતો નથી. (રસુલ ગ્લાસ અને સોડા લઈ આવે છે. ગ્લાસમાં વ્હીસ્કી અને સોડા રેડે છે) ત્યારે તું નહિ જ લે. (ગૌતમ માથું ધુણાવે છે) ડૉકટર થવા છતાં ય તું પીતો નથી! તું ય કમાલ! અલ્યા, આયુષ્યમાં એક ક્ષણ પણ મઝા કરી લેવાનો વિચાર તને નથી આવતો?

ગૌતમ

આવી જાતની મઝા કરવાનો વિચાર મારા મનમાં કદી ય નથી આવતો. મારા મનોરંજનના માર્ગો જુદા છે.

વિશ્રામ

ક્યા છે, ભાઇ? ટેબલના પગે પાટા બાંધવા કે સ્ટેથોસ્કોપની ગલોલ બનાવી કમ્પાઉન્ડરના માથા પર ક્વીનાઇનની ગોળી ફેંકવી? ઠીક, એ જવા દે. રસુલ! સામેની દુકાનમાંથી ડૉકટરને માટે એક મીઠી મધુરી લઈ આવ.

રસુલ

મીઠી મધુરી ક્યા, સા'બ?

વિશ્રામ

ગધેડા, છાસને તું ઓળખતો નથી? તાડી જેવી દેખાય છે અને બ્રાહ્મણો બહુ પીએ છે તે, હવે સમજ્યો?

રસુલ

હાં, હાં, છાસ. અબ આયા સમજમેં. (જાય છે)

વિશ્રામ

આટલી વારે સમજ્યો તેટલું ય બસ છે. ગુડ હેલ્થ. (પીએ છે.)

ગૌતમ

વિશ્રામ, જાઉં છું. મારે ખૂબ જરૂરનું કામ છે.

વિશ્રામ

થોભ! પાંચ મીનીટ તો થોભ. તને કહેવાનું તો હજી બાકી છે. આજે બે કેસ જીત્યો. આવ્યું ધ્યાનમાં? એક વિનયભંગનો અને બીજો વચનભંગનો. મને અભિનંદન આપ.

ગૌતમ

વિનયભંગનો કેસ કેવો ?

વિશ્રામ

તને ખબર નથી ? હમણાં 'વિનયભંગ' નામનો એક નવીન ચેપી રોગ ચાર બાજુએ ફેલાવા લાગ્યો છે. વિનય નામનો એક પદાર્થ સ્ત્રીઓના શરીરમાં વધારે પ્રમાણમાં હોવાનું હમણાં હમણાં જણાવા લાગ્યું છે. એ પદાર્થ ક્યારે ચેપ લેશે તે બદલ શાસ્ત્રીય નિયમ ન હોવાથી પુરુષોનાં જીવન ભયમાં આવી પડ્યાં છે. અરે ! હમણાં હમણાં તો પુરૂષોને રસ્તે ચાલતાં પણ ઘણું સાચવવું પડે છે. કશે કોઇકને ધક્કોબક્કો લાગ્યો તો ચટ દઇને વિનયભંગ થાય. તું ગમે તેમ કહે પણ એક રીતે જોતાં તો પહેલાંનાં બૈરાં બહુ જ સારાં. દેવદર્શને જતાં ગરદીમાં પુરુષોના ધક્કા કોણી ખાવા છતાં પણ કદીએ એમણે પુરુષો સામે ફરિયાદ કરી છે ? ખરી આર્યા તો તે જ. આજની છોકરીઓના તો ઢોંગ જ બહુ ભારે. મને તો રસ્તા પર ઉધરસ ખાતાં પણ બ્હીક લાગે છે.

ગૌતમ

પણ પાછા પુરુષો પણ કંઈ ઓછાં નથી તો. સુંદર સ્ત્રીઓને જોઇનેજ એમને એકાએક ઉધરસ કોણ જાણે કેમ થઇ આવે છે તે ડૉકટર હોવા છતાં ય હું કહી શકતો નથી.

વિશ્રામ

ડૉક્ટર, તું પણ સાવધ રહેજે, નહિ તો બૈરાંની નાડ તપાસતાં તારા પર પણ વિનયભંગની ફરિયાદ ચોંટી બેસશે. સાવધાન.

( બોલતાં બોલતાં ધીમે ધીમે પાએ છ.)

**ગૌતમ**

વારૂ કહેતો ખરો વચનભંગના કેસમાં શું હતું ?

**વિશ્રામ**

ગમત તો જો. એક ભણેલી ગણેલી સુંદર સુશિક્ષિત પદવીધર યુવતીએ એક શ્રીમંત વેપારીને પોતાને નાદે લગાડયો. આ વેપારી કંઇ યુવાન ન હતો. મધ્યમ વયનો, સંસ્કારી, બેચાર છોકરાંનો બાપ. પણ સ્ત્રી અડાણી અને અભણ એટલે ભણેલી છોકરી માટે એને ગાંડપણ લાગ્યું. આગળ જતાં એ સંબંધનું પરિણામ એ આવ્યું કે પેલી છોકરીને એ વેપારી સાથે લગ્ન કર્યાં સિવાય છૂટકો ન રહ્યો. હવે પ્રશ્ન ઉભો થયો.

**ગૌતમ**

( ગંભીર બની જઈ ) પછી ?

**વિશ્રામ**

એ વેપારીએ એ છોકરીને પૈસા ધરી જોયા. પણ પેલી સાંભળે જ શેની ? તેને તો લગ્ન સિવાય બીજું કંઇજ જોઇતું ન હતું. છેવટે એ વેપારી મારી પાસે આવ્યો. મેં એને સીધું કહી દીધું કે ચૂપ બેસ. કંઇજ કરીશ નહિ, પૈસા પણ આપીશ નહિ અને લગ્ન પણ કરીશ નહિ. જે કરવું હોય તે એને જ કરવા દે. પણ એટલું ખરૂં કે એ વેપારીએ કાગળની ચીઠ્ઠી સરખી પણ એને લખી ન હતી. ગમે તેવો પણ એ વાણીઓ, એ થોડો જ છેતરાય ?

**ગૌતમ**

હં. પછી ?

**વિશ્રામ**

પછી શું ? એ મૂરખ છોકરીએ વેપારી પર ફરિયાદ કરી.

આટલા દિવસ કેસ ચાલ્યા પછી આજે એનો ચૂકાદો આવ્યો. અમે બધી બાબતમાં નામુક્કરજ ગયા. ખભાં ઉચાં કર્યાં. પૈસા આપી સાક્ષીઓ ફોડયા. ઉલટ તપાસમાં એના મોંથી જ એને બદચાલની ઠરાવી.

ગૌતમ

એ બદચાલની નો'તી છયાં ય? એ શી રીતે?

વિશ્રામ

ડૉકટર, એ તું નહિ સમજે. એ અમારા કાયદાનો કીમિયો છે. એકવાર માણસ કાયદાની ચુંગાલમાં સપડાયો કે તેને ગમે તેવો ઠરાવી શકાય છે. એકાદ મહાન પતિવ્રતા સ્ત્રી પણ જો કોર્ટમાં આવે તો તેના ચારિત્ર્યની ધૂળધાણી થઇ જાય, તો બીજાની તો વાત જ શી? તેવી જ રીતે આ સુશિક્ષિત યુવતીની વાતમાં એની સ્વચ્છંદી વર્તણુંકને લઇને એના શીલની ધૂળધાણી કરવી તદ્દન સહેલી થઇ પડી.

ગૌતમ

આ સ્ત્રી શિક્ષણનો સુંદર લાભ જ ગણો ને! વારૂ, પછી?

વિશ્રામ

પછી શું થાય? કેસ અમે જીત્યા ને વેપારી સહીસલામત છૂટી ગયો. એની ખુશાલીમાં આજે રાત્રે ગ્રાન્ડ પાર્ટી છે. ફક્ત વગર કારણે એ છોકરીએ પોતાનું જીવન અને પોતાની આબરૂ ધૂળમાં મેળવ્યાં.

ગૌતમ

વગર કારણે? એટલે તારો પાજી અસીલ આબરૂદાર વેપારી તરીકે સમાજમાં ઉંચે માથે ફરી શકશે અને આ નિર્દોષ બિચારી

છોકરીના મોં પર જન્મભરનું કલંક રહેશે એમજ ને? માણસાઇને કલંક લગાડનારી ન્યાયની આવી દલાલી કરવા કરતાં વિશ્રામ, પ્રમાણિકપણે રસ્તામાં મજુરી કરવી શી ખોટી ?

### વિશ્રામ

છીઃ તું ડૉકટર થવા કરતાં પાદરી થયો હોત તો! પત્થરની ભીંત સાથે માથું પછાડો કપાળ ફૂટી ગયું એમ કહેવાનો શો અર્થ? કાયદો તો આવો છે, આંખ ખૂલી રાખી કાયદા વિરૂદ્ધ વર્તન રાખવું અને પછી ન્યાય મળતો નથી એવું બૂમરાણ મચાવવું !

### ગૌતમ

પણ ન્યાય માટે કાયદો છે, કાયદા સારૂ ન્યાય નથી. કાયદા પ્રમાણે વર્તનારને ન્યાય મળે છે? ખરેખર, તારે તો આવું ન જ બોલવું જોઇએ. ગરીબ બિચારી છોકરી !

### વિશ્રામ

અરે પાગલ! નકામો શા માટે એ મૂરખ છોકરીની દયા ખાય છે? હું અતિશય ઉદારમતવાદી હોવા છતાં પણ ધોળે દિવસે થતી એ અનીતિ મારાથી સહન નથી થતી. ગમે તેમ કહો (દારૂ પીતાં) પણ માણસમાં 'કેરેકટર' જોઇએ કેરેકટર. 'કેરેકટર' વગરના માણસની કિંમત શી? તું ગમે તેમ કહે પણ આવી ભણેલી છોકરીની ફજેતી થવી જ જોઇએ. હમણાં હમણાં એ બધીઓ બહુજ બહેકી છે.

### ગૌતમ

વિશ્રામ, તારા જેવા ભણેલી છોકરીના બાપનાં આવાં વચનો સાંભળી સ્ત્રી કેળવણીના શત્રુઓને મન સ્વર્ગ બે જ હાથ દૂર રહેશે. તું તો સ્ત્રીઓનો ઉદ્ધારક કહેવડાવે છે ના? તારા

જેવાઓ જો એમની વિરુદ્ધ બોલવા લાગશે તો પછી આવી અસહાય સ્થિતિમાં છોકરીઓ જશે ક્યાં ?

વિશ્રામ

ડૉક્ટર, એની ચિંતા તારે શું કામ જોઇએ ? ક્યાં જવું તે તેઓ સારી પેઠે જાણે છે. પગ વાંકો પડે તેથી રસ્તો કંઇ થોડોજ ચૂકાય છે ? માર્ગ ન જ મળે તો પછી 'નવમતવાદ' ક્યાં જતો રહ્યો છે ? 'નવમતવાદી' થવાથી બધી ભૂલો ઢંકાઈ જાય છે અને વળી ભરપૂર પ્રસિદ્ધિમાં આવી શકાય એ વધારામાં.

ગૌતમ

વિશ્રામ, 'નવમતવાદ' ને તું બેજવાબદારોની ધર્મશાળા સમજે છે ?

વિશ્રામ

ત્યારે વળી બીજું શું ? નવમતવાદ એટલે બદફેલ લોકોને ફાવતું તત્ત્વજ્ઞાન.

(રસુલ છાસનો પ્યાલો લઈ આવી ગૌતમને આપે છે)

ગૌતમ

(પીતાં પીતાં) તો પછી તું નવમતવાદી કેમ નથી થતો ?

વિશ્રામ

શું કહ્યું ? હું નવમતવાદી કેમ નથી થયો ? મારી પણ મશ્કરી કરવા માંડી કે ? ડૉક્ટર, અત્યાર સુધીમાં મેં જે કંઇ કર્યું છે તે ચોરીને કર્યું છે એમ મારે કબુલ કરવું પડશે ? આઇ એમ એ જેન્ટલમૅન ! હું નિર્લજ્જપણે ખુલ્લેખુલ્લામાં કંઇ જ કરતો નથી. આઈ એમ એ મૅન ઑફ કૅરેક્ટર. નવમતવાદી બબડે છે, હું બબડતો નથી. મારે જે કરવું હોય તે મુંગોમુંગો કર્યા કરું છું.

(ટેલીફોનની ઘંટડી વાગે છે. ઉઠીને ટેલીફોન પાસે જાય છે) હેલો ? યસ, યસ, સવારે આવ્યા હતા ? હા, હું નો'તો. ઠીક– યસ, નથી વાંચ્યું ? કોણ ? ઉર્મિલા પ્રધાન ? ઓહ આઇ સી. વૉટ આ શેઇમ–ઠીક–યસ–વિરોધસભા–જરૂર ભરો–યસ–કોણ ? હું ? ઓહ યસ. સર્ટનલી–આઇ વીલ પ્રીસાઇડ–પાંચ વાગે જરૂર આવીશ. થેંકસ. (ટેલીફોન નીચે મૂકે છે) જો આ બીજી ભણેલી સ્ત્રી. જોયું ! પોતાના બનેવી સાથે પરણી, એની બેન જીવતી જાગતી બેઠી છે છતાં. પરિણિત સ્ત્રીઓનો સંસાર ખાલસા કરવાનું કાર્ય આ સ્ત્રીઓએ ઉપાડયું લાગે છે. નો, નો, ધિસ વોન્ટ ડુ ! ધિસ મસ્ટ સ્ટોપ. રસુલ, મારી પાઘડી કાઢી મૂક.

### ગૌતમ

અને આ વિરોધસભાનો પ્રમુખ તું થઇશ ?

### વિશ્રામ

એમાં શંકા શી ? હું તો ગમે તે સભાનો પ્રમુખ થઇ શકું છું. પીએ છે) રસુલ, પાઘડી નહિ. ટોપી જ રહેવા દે. પાઘડી મરજી માફક ફેરવાય નહિ. લોકમાં પકડાઈ જવાય. આજના વ્યાખ્યાનમાં આ છોકરીઓને પૂરી જ કરી મૂકું છું.

### ગૌતમ

વ્યાખ્યાનની આટલી બધી તૈયારી છે પછી એમાં બાકીજ શું રહેવાનું હતું ? (ઝડપથી) સમાજના ઢોંગીપણાથી તો હું તદ્દન કંટાળી ગયો છું. વિશ્રામ, સાહેબજી. (એકદમ જાય છે.)

### વિશ્રામ

અરે એ ! (ગૌતમ ગયો તે જોઈ મનમાં જ) મૅડ મૅન ! (પાઈપ સળગાવવા પ્રયત્ન કરે છે, એટલામાં નયના આવે છે નયનાની

મુખમુદ્રા ન ઓળખી શકાય એટલી બદલાઈ ગઈ છે ) કોણ ? નયના ?

નયના

હા, નયના.

વિશ્રામ

( ઉભો થઈ ) ફરી પાછી આ ઘરમાં શા માટે આવી ?

નયના

તમને મળવા.

વિશ્રામ

મને મળવા ? મને ? ( તિરસ્કારથી હસે છે. )

નયના

આવું હસી મને બિવડાવશો નહિ.

વિશ્રામ

નયના, તારા બોલવા પર વિશ્વાસ રાખું એવો ગાંડો હું નથી. હું ફરી એક વાર ગાઇ બજાવીને તને કહું છું કે આ ઘરમાં તારે કદી પગ મૂકવો નહિ. શેખરનો નાદ તારે છોડવો જ પડશે.

નયના

એની એ વાત યાદ કરાવી મારા જખમી જીવને હેરાન ન કરશો. એ આશાની તો મેં તે જ દિવસે હોળી કરી. તમે મારા હૃદયને બાળી એની રાખ કરી નાંખી. હવે તો ફક્ત એક જ આશા પર જીવું છું.

વિશ્રામ

( કોરવાથી ) તારે શું જોઇએ છે ?

નયના

મારે બીજું કંઇ નથી જોઇતું. તમારા પ્રેમનો એક જ શબ્દ. એ મારા કાન પર પડવા દો. પછી હું પળવાર પણ અહીં ઉભી નહિ રહું. અરે! અહીં તો શું, પણ આ દુનિયામાં એક ક્ષણભર પણ નહિ ટકું.

વિશ્રામ

એટલે તું શું કહે છે?

નયના

મારા દુર્દૈવે મને માનું સુખ પણ પુરતું મળી શક્યું નહિ. તમે અમને બન્નેને છોડી ગયા, બા મને એકલીને છોડી ગઈ. તે વખતે હું નાની હતી. મને કંઇ જ ખબર ન હતી. માસીના આધારે જ હું અત્યાર સુધી જીવી. અમારા ઘરમાં તમારી એક છબી છે. કલાકોના કલાકો હું એ જોઈ રહેતી, આંસુ ભરી આંખે તમને યાદ કરતી. માસીને એ છબી નો'તી ગમતી. પણ મારે માટે જ એણે એ રહેવા દીધી હતી. મને થતું કે તમે દૂર દૂર પરદેશમાં ગયા હશો, આજે નહિ તો કાલે પણ આવશો અને જ્યારે આવશો ત્યારે તમારા ખોળામાં માથું મૂકીને ખૂબ રોઇશ એમ મેં નક્કી કર્યું હતું.

વિશ્રામ

એ રડકથાજ કહેવા તું આવી છે?

નયના

અને છેવટે તમે આવ્યા; આવ્યા તે પણ એવી રીતે આવ્યા કે 'મારા સર્વસ્વ' નું સુખ મારી પાસેથી ઝૂંટવી લીધું. ખોવાયેલો ખજાનો મળ્યો. પણ મળેલો ખજાનો ખોવાયો. હું હસતાં હસતાં રડું કે રડતાં રડતાં હસું એ જ મને નથી સમ-

જાતું. કાકા, કાકા, મને જન્મ શા માટે આપ્યો ! અને જન્મ આપી આખા જીવનનું સુખ મારી પાસેથી શાને ઝૂટવી લીધું ! ઘનઘોર આકાશમાં વીજળી ચમકે અને એનો તેજસ્વી પ્રકાશ હૃદયમાં સરતાં દૃષ્ટિ પૂલકિત બને એવામાં એ જ વીજળી માથા પર પડીને શરીરની રાખ કરી નાખે એવી સ્થિતિ મારી થઇ છે. મારા પ્રેમે મારો નાશ કર્યો. અમૃતના પહેલા જ ઘૂંટડાને વિષ માફક ઑકી નાંખવો પડ્યો.

### વિશ્રામ

તે માટે હું જરાય જવાબદાર નથી. નયના, તારી મૂર્ખાઇથી થયેલી ભૂલ તું મારા પર શા માટે નાંખે છે ? બીજાને દોષ દેવા કરતાં તારા દુર્દૈવને જ દોષ દે.

### નયના

હું બીજા કોઇને દોષ દેતી નથી. મારી ભૂલ માટે મારા સર્વસ્વની આહુતિ આપવા હું તૈયાર છું. છેલ્લા દસ દિવસ થયાં એ નિશ્ચયને પહોંચવા માટે મારો આત્મા તડફડતો હતો. હવે ચોક્કસ નિર્ણય કર્યો છે અને એટલા માટે જ આજે હું અહીં આવી છું. આ જગત્‌માંથી વિદાય લેતાં પહેલાં મને તમારા પગમાં માથું મૂકી પેટ ભરીને રડી લેવા દો. ( પાસે જાય છે )

### વિશ્રામ

ચાલ, દૂર હઠ. આવા તારા નાટકીવેડાથી હું છેતરાવાનો નથી, સમજીને !

### નયના

ના, મને દૂર કાઢશો નહિ. માથા ઉપર હાથ મૂકી મને પોતાની ગણી આશીર્વાદ આપનાર તમારા સિવાય મારે બીજું કોણ છે ? તમારી અભાગી પુત્રીની આ પહેલી અને

છેલ્લી આશા પૂરી કરો. મારા માથા પર હાથ મૂકો અને તું સુખેથી મર એવો આશીર્વાદ આપો. ( રડે છે ) અત્યાર સુધી દુનિયામાં સુખથી જીવવા માટે બાળકોએ માબાપ પાસેથી આશીર્વાદ માગ્યા છે, સુખેથી મરવાનો આશીર્વાદ માગનારી હું કદાચ પહેલી જ હઈશ.

વિશ્રામ

આવાં બેવકૂફ છોકરાંઓનાં લાડ પૂરા કરનાર માબાપો દુનિયામાં બીજે હોય તો ભલે. નયના, તારો ઢોંગ હવે બરાબર મારા ધ્યાનમાં આવ્યો છે, તું આવી તેવી મુંગી મુંગી અહીંથી ચાલવા માંડ, જોઉં !

નયના

બાપુ, તમારો હાથ મારા માથાને અડે તે સિવાય હું અહીંથી ખસવાની નથી. તમે જીવંત છતાં અનાથ સરખી હું શાંતિથી મરી શકું ખરી ? નહિ, નહિ, બાપુ, તમારા પગ પર માથું મૂકીને જ હું મરીશ.

વિશ્રામ

નયના, આથી આગળ તારો એક પણ શબ્દ સાંભળવા હું તૈયાર નથી. કાન ખોલી સાંભળ. હું તારો બાપ હોઉં તોય તું મારી છોકરી નથી.

નયના

શું હું તમારી દીકરી નથી ?

વિશ્રામ

ના, જગતની દૃષ્ટિએ તું મારી દીકરી નથી. તું મારી પુત્રી છે એમ કહેતાં જગત્ આગળ મારે શરમથી નીચું ઘાલવું પડે.

નયના

(દિક્મૂઢ થઇને) હાય! તો હું આ ક્ષણે અનાથ થઈ, પિતૃહીન થઇ. મારી આશાનો છેલ્લો તંતુ જલીને ખાક થઇ ગયો. હું જાઉં છું. મને પુત્રી કહેતાં તમને શરમ આવે છે! ના, ના, તમે મને પુત્રી કહેશો નહિ, જગત્માં તમારૂં મસ્તક છે એવું જ ઉંચું રાખજો. મારા માથા પર હાથ મૂકી તમારૂં પાવિત્ર્ય અભડાવશો નહિ.

વિશ્રામ

તારે અને મારે સંબંધ શો? જે ક્ષણે તારી માનો ઉંબરો છોડી ચાલતી પકડી તે જ ક્ષણે બધા સંબંધો પૂરા થયા.

નયના

ખરી વાત છે. પીઠ ફરી કે પુરુષનો સંબંધ તૂટે છે, પણ દુનિયા ફરે તો ય સ્ત્રીઓની માયા તૂટતી નથી. ઉંબરો ઓળંગતાં જ તમે મારી બાને ભૂલ્યા, હમેશને માટે ભૂલ્યા; પણ પ્રાણ જતાં યે એણે તમને વિસાર્યા ન હતા. તે દિવસે અહીંથી ગયા પછી માસીએ મને બધું કહ્યું. આજ સુધી નો'તું કહ્યું તે બધું જ કહ્યું. તમે—તમેજ મારી માતાનો નાશ કર્યો.

વિશ્રામ

કોણે? મેં? તારી માસીએ કહ્યું ને? (હસતાં) હં...મેં તારી માતાનો નાશ કીધો?

નયના

હા, તમેજ. તમેજ મારી માતાના સર્વસ્વનો નાશ કીધો. તેના પ્રાણ ને પૈસા પર હલ્લો કરી એના આયુષ્યની ધૂળધાણી કરી નાંખી. માસીએ કહ્યું હતું ત્યારે મેં નો'તું માન્યું પણ હવે તો એ ખરૂંજ હશે એની મને પૂરેપૂરી ખાતરી થઈ ગઇ.

### વિશ્રામ

હા, મેં તારી માના પૈસા લૂટ્યા—ખોયા—ચોર્યાં. તારે જે કહેવું હોય તે કહે. પણ તારી માએ કોને ત્યાં દરોડો પાડી એ પૈસા મેળવ્યા હતા તે કેમ તારી માસીને ન પૂછયું ? જે માર્ગે પૈસા આવ્યા, તે જ માર્ગે ગયા. ગમે તેવી પણ તે વેશ્યા !

### નયના

ના, ના. મારી માતા:એવી ન હતી. અરે નીચ માણસ ! એક પિશાચ પણ તારા જેવો કૃતઘ્ની ન થાય. મારી મા ભલે હીનકૂળમાં જન્મી, પણ તે તારા કરતાં હજાર ગણી વધારે પવિત્ર હતી. તારા પાપના સમાધાન માટે તેણે પોતાના સર્વસ્વનો નાશ કર્યો. ઢોંગી સમાજની પોકળ નીતિ એણે પગ નીચે દાબી અને જગતનો હલકટ તિરસ્કાર મરણ સુધી સહન કર્યો. મારી મા દેવી હતી. પાછા ખેંચી લે તારા એ શબ્દો, નહિ તો તારા ઘરના ઉંબરા પરજ મારું માથું પછાડીને જીવ આપીશ. તારી પૈશાચિક સભ્યતાનું ભયંકર ચિત્ર હમણાં અહીંજ જગતને ચિતરી બતાવીશ.

### વિશ્રામ

અરે ઓ નાદાન છોકરી, એક વખત તો શું પણ હજાર વખત જગત્‌ને કહીશ કે તારી મા વેશ્યા હતી. પ્રાણ દેવાની મને ધમકી આપે છે? તું મરીશ તો તારે માટે રડવા કોણ બેઠું છે ? મર, જોઇએ ! એક નધણિયાતા કુતરાની માફક રસ્તા પર ફેંકી દઇશ, આમ...

(ગુસ્સામાં હાથ લાંબો કરી એના તરફ જાય છે, એટલામાં શેખર આવે છે.)

શેખર

પાછો ખેંચો એ હાથ! તમારૂં વાત્સલ્ય જોઇ એકાદ પશુને પણ શરમાવું પડે. એને માટે કોણ રડશે? આખી દુનિયા રડશે. પત્થરનું દીલ પણ દ્રવશે. માત્ર તમારૂં 'પિતૃહૃદય' પત્થર જેવું કઠણ કરી મૂકજો, નહિ તો ભૂલમાં એમાંથીયે પ્રેમનાં ઝરણો ફૂટશે. નયના, નયના, આ સાંભળવાજ તું અહિં આવી હતી? ચાલ, પહેલી ઘેર ચાલ, હું તને ઘેર પહોંચાડી આવું.

વિશ્રામ

( શેખરને ) બેવકૂફ, તારા ગાંડપણનો પારો હજી ઉતર્યો નથી કેમ! ખબરદાર એની સાથે એને ઘેર ગયો છે તો.

શેખર

તમે જાણો છો છતાં જે વાત હું સાંભળવાનો નથી એ કહેવાની નાહક તસ્દી શા માટે લો છો?

વિશ્રામ

એટલે તારો વિચાર શો છે? શેખર, હજી એ જ વિચાર તારા મનમાં છે કે શું?

શેખર

કયો વિચાર?

વિશ્રામ

આને માટેનો.

શેખર

( વિષણ્ણ વદને ) એને હું ભૂલી જાઉં, એમ? એનો નાદ છોડી દઉં? આ જીવનમાં તો એ શકય નથી. તમે તો શું આખી દુનિયા મારી સમક્ષ આવી હજારો જીભે એ વાત કહે

તો ય મારાથી એ બનવાનું નથી.

વિશ્રામ

(તિરસ્કારથી હસી) તારી બુદ્ધિ આટલી બધી નાદાન છે એની મને કલ્પના ન્હોતી. (એકદમ અટકી) છતાં આ તારા મૂર્ખપણામાંથી આબરૂભેર છૂટવાનો એક રસ્તો ખૂલ્લો છે.

શેખર

એટલે ?

વિશ્રામ

(વિચિત્ર રીતે હસી) તારા આ પાગલપણાનું પરિણામ જો લગ્ન ન હોય તો તું લ્હેરથી—

શેખર

(ટેબલ પર પડેલું પિત્તળનું ફૂલદાન ઉંચકી) શટ અપ !

નયના

(એનો હાથ પકડી શેખર—

(શેખર એકદમ અટકી જાય છે. એના હાથમાંનું ફૂલદાન નીચે પડી જાય છે. પછી એકાદ હિપ્નોટાઈઝ થયેલી વ્યક્તિ પ્રમાણે શૂન્ય દૃષ્ટિથી કોચ પર બેસે છે, હથેલી પર માથું ટેકવે છે. નયના એની પાસે જાય છે.)

વિશ્રામ

એમ ? તારી દાંડાઈ આટલી હદ સુધી ગઈ છે ? તું શું મને નાદાન છોકરૂં સમજે છે ? આવા દેખાવથી હું છેતરાવાનો નથી, સમજ્યો કે ? મારા કહ્યા છતાં આવા મૂરખવેડા તારે ચલાવવા જ હોય તો આ ઘરનો દરવાજો તારે અંદર આવવા માટે બંધ

છે. આવું બેશરમપણું મારા ઘરમાં નહિ નભે. બહાર તારે જેમ નાચવું હોય તેમ નાચ્યા કરજે. આજકાલના તરુણોમાં આવી બેજવાબદારીનો રોગ જ ફેલાયો હોય એમ મને લાગે છે. સમાજની–કાયદાની નીતિનો તમને ભય જ નથી. આજના મારા વ્યાખ્યાનમાં આ વાત મર હું..........રસુલ ક્યાં ગયો ?
(એકદમ અંદર જાય છે.)

### નયના

શેખર, હું જાઉં છું.

### શેખર

નયના, એક ક્ષણભર ઉભી રહે. મારે તને ઘણું કહેવાનું છે. નયના, માણસાઈ ભૂલેલા એ મનુષ્યના શબ્દો તું ભૂલી જા. ફક્ત તું હતી એટલે જ મારો હાથ પાછો પડ્યો, નહિતો મારો ગુસ્સો કાબુમાં ન રહેત. છેલ્લા દસ દિવસ થયાં હું તને મળવાનો પ્રયત્ન કરૂં છું.

### નયના

મને મળવું બને તેમ ન હતું. તું આજે અહિં મળ્યો ન હોત તો કદાચિત્ આપણે ફરી મળ્યાં જ ન હોત.

### શેખર

નયના, તું એટલી નિષ્ઠુર ક્યાં થઈ ? છેલ્લા દસ દિવસ મેં કેમ કાઢ્યા તેની તને કલ્પના પણ છે ? તારે બારણે હું કલાકોના કલાકો ઉભો રહ્યો, પણ તને મારી દયા આવી નહિ. તારી આકૃતિની ઝાંખી થશે અથવા તારો એકાદ શબ્દ પણ સંભળાશે એ હિસાબે મારો જીવ હાથમાં લઈને કલાકના કલાક ત્યાં વિતાવ્યા. રાત્રે તારી રૂમનાં બારણાંમાંથી દીવાનું એકાદ

કિરણ પણ તારા અસ્તિત્વની નિશાની બતાવશે એમ માની આંખમાં તેલ નાંખીને અંધારામાં ઉભો, પણ વ્યર્થ.

નયના

શેખર, પ્રેમની હોળી થઈ, ભાવના એમાં ખાક થઈ ગઇ. એ રાખના ઢગલામાં ફૂંક મારવાનો શું અર્થ છે? જે વસ્તુની કલ્પના માત્ર પાપ છે તે માટે આશા રાખવાનો અર્થ શો?

શેખર

પાપ? પાપની ભીતિ કોને બતાવે છે? સમાજે ઉભા કરેલા પાપનો જેને ભય લાગતો હોય તેને ભલે લાગે. મને તેની શી પરવા? નયના, સમાજના આશરા હેઠળ જેણે રહેવું હોય તેને સમાજની રૂઢિની, નીતિની અને ધર્મની સ્તુતિ કરી એની ખુશામત કરવી પડે. ચાલ, તારે જવું હોય ત્યાં આવવાની મારી તૈયારી છે. દૂર દૂર કોઈ એવી જગાએ ચાલ્યા જઇએ જ્યાં પાપ—પુણ્ય, નીતિ—અનીતિ, એ શબ્દો સંભળાય પણ નહિ.

નયના

શેખર, આપણે ગમે ત્યાં જઇશું તોય સમાજે નિર્માણ કરેલી કલ્પનાનો દુષ્ટ પિશાચ આપણી પાછળ પડયા વિના રહેશે નહિ. નાસી છૂટનારની પાછળ લોકો આંગળી બતાવતા દોડે છે. મારે માટે તારા જીવનસુખનો ભોગ શા માટે આપવો જોઇએ? મને જવા દે. મારા માર્ગ વચ્ચે હવે તું આવીશ નહિ.

શેખર

પણ તું જઇશ કયાં?

નયના

કયાં જઇશ? જ્યાં અંધાર દેખાશે ત્યાં; ખૂબ ભયંકર અંધકારમાં, જ્યાં આ દુષ્ટ જગતની ઝાંખી પણ ન થાય ત્યાં.

એ અંધાર મારા શરીરના કણેકણને ઘેરી લેશે, તેમાંથી પછી હું કદી જાગીશ પણ નહિ.

શેખર

નયના. તું જ્યાં જઇશ ત્યાં હું તારી પાછળ આવીશ.. તું રહેશે ત્યાં હું રહીશ. તારા ગયા પછી મારી સુખસૃષ્ટિ પણ અંધકારમાં વિલીન થશે.

નયના

શેખર, મારી સાથે તારાથી નહિ આવી શકાય. તારા અને મારા જીવનમાર્ગ હવે જુદા થયા છે. મારા જીવનનો માર્ગ એવો સંકુચિત છે કે એમાં બીજાથી મારી સાથે અવાય તેમ નથી. મારે કોઇની સોબતની જરૂર પણ નથી. સુખને સંગાત જોઇએ. દુઃખીએ તો એકલાં જ જીવવું જોઇએ, અથવા મરવું જોઇએ.

શેખર

તારી કોમળતા આટલી કઠોર કેમ બની? જે સુખની ઇચ્છાથી તારા પ્રેમનો ગોફ મેં મારા હૃદયમાં ગૂંથ્યો તે કરતાં વધુ ઝડપે એને છોડી નાખતાં હૃદય આળું બને છે. એ યાતના હું શી રીતે સહન કરૂં? નયના, બોલ. આ ફૂલ જેવા કોમળ હૃદયમાં આ વજ્ર જેવી કઠોરતા ક્યાંથી જન્મી?

નયના

પ્રકાશ બૂઝયા પછી નાનકડા તારામાં પણ પત્થરની કઠોરતા જ રહે છે. મારા હૃદયની જ્યોત બૂઝાયા પછી મારી કોમળતા ક્યાંથી જીવે? મને જગતના સારા સૌંદર્યનો–ભલમનસાઇનો તિરસ્કાર–દ્વેષ થવા લાગ્યો છે. સુખની કોઇ કલ્પના પણ મને ભયંકર લાગે છે.

શેખર

પણ તારે માટે ગમે તે સુખનો ભોગ આપવા હું તૈયાર છું. તારી સાથે કોઈ પણ સ્થિતિમાં દુઃખ સહન કરીશ. તારા સાંનિધ્યમાં દુઃખ સહન કરવા જેટલું ભાગ્ય તો મારે માટે રહેવા દે !

નયના

શેખર, તું પુરુષ છે છતાં પુરુષ હૃદયની કઠોરતા તારામાં જન્મી નથી. દુઃખો સામે ટક્કર ઝીલવાનું સામર્થ્ય પુરુષમાં કદીએ હોતું નથી. એ દુઃખો તો સ્ત્રીઓ જ પચાવી શકે છે. સુખની અનિવાર્ય લાલસાએ પુરુષોની ઇચ્છાશક્તિ દુર્બળ બનાવી દીધી છે. એક સ્ત્રી માટે તારા કર્તવ્યશીલ ભાવિ જીવનનો શા માટે નાશ કરે છે? તારી સામે સુખપૂર્ણ જીવન ખડું છે. જા. તને ગમે તેવી એકાદ છોકરી સાથે લગ્ન કરી સુખી થા. મને તો તું ક્યારે ય ભૂલી શકશે.

શેખર

ના. નયના, તને કદી ભૂલું એમ બને એવું નથી. હું તને શી રીતે ભૂલું ! નયના, મારા ભાવિ જીવનનું આવું ચિત્ર કલ્પી મને શા માટે શરમાવે છે? મારા ભવિષ્યનો કિલ્લો તો ક્યારનો ભાંગીને ભૂકકા થઈ ગયો છે. પણ નયના, માત્ર તને સુખી જોઈ રહેવાનું ભાગ્ય બાકી રહે તો તેટલા આધારે પણ હું જીવી કાઢીશ.

નયના

મને સુખી જોઈ રહેવાનું ? સુખી થવાનો તો શું પણ આ જગત્માં મને જીવવા પૂરતો પણ અધિકાર નથી. જગત્માં પાપનો વારસો લઈ હું જન્મી. મને જન્મવાનો હક્ક જ ન હતો.

મારા જીવનનું અણુંએ અણુ પાપનું પરિણામ છે—જગતની દૃષ્ટિએ. એ બોજો માથા પર લઈ જીવનપર્યંત પ્રવાસ કરવાનું મારામાં સામર્થ્ય નથી અને ઇચ્છા પણ નથી. હું જીવું કે મરૂં એ બધું સરખું જ છે. હું મરૂં તો કોણ રડવાનું છે? હું જાઉં છું.

શેખર

નયના, તું જો મારા જીવનમાંથી જતી રહેશે તો હું એક પણ ક્ષણ જીવવાનો નથી. બોલ, બોલ, તું મને ક્યારે મળીશ? ક્યાં મળીશ?

નયના

હવે તો મળી શકાતું હોય તો આવતે જન્મે.

( નયના રડતી રડતી જાય છે. )

શેખર

નયના, નયના, થોભ. ઉભી રહે. (મનમાં) આવતે જન્મે? આવતે જન્મે મળશે તું? પણ ત્યાં સુધી આ જન્મ શી રીતે કાઢું? મારી આજુબાજુ ઘોર અંધારૂં પથરાયું છે. મારા જીવનમાં હવે પ્રકાશ ક્યાંથી દેખાય? (ગજવામાંથી પત્ર કાઢી) મારા આયુષ્યનો પહેલો પત્ર જ આમ અપૂર્ણ રહેશે? એ પત્રમાં લખેલો અક્ષરે અક્ષર મારે મારાં આસુંથી ભૂંસવો પડશે?

( વ્યથિત હૃદયે કોચ પર બેસી હાથથી મોં ઢાંકી ડૂસકાં ભરે છે. થોડી વારે કરૂણા આવે છે. શેખરને આ સ્થિતિમાં જોઈ એકદમ એની પાસે જાય છે. )

કરૂણા

શેખર, શેખર, શું થયું છે? રડે છે કેમ? મારા સામું

જો, જોઇએ !

શેખર

હું રડું નહિ તો શું કરું ? જન્મભર રડીશ, કલ્પાન્ત સુધી આમને આમ રડીશ. નયના ગઈ, સદાની ગઈ. બા, હવે હું શું કરું ?

કરૂણા

શેખર, આમ ગાંડા જેવું શું કરે છે ? નયના કોણ છે એ જાણ્યા પછી જીવ પર આવું ત્રાગું કરવાનો શો અર્થ ? જે વસ્તુની કલ્પના પણ યોગ્ય નથી તે માટે આયુષ્યનો નાશ કોણ કરે, વારૂ ?

શેખર

જખમ થયા પછી એ વિના કારણે થયો છે એમ સમજતાં પણ જખમના દુઃખની તીવ્રતા થોડી જ ઘટે છે ? આ પ્રાણઘાતક વેદના શી રીતે ભૂલું ? સુખનો પ્યાલો જો મને પીવા દેવો ન હતો તો એને મારા હોઠ સુધી લાવી પછી ફેંકી દેવામાં મારા દુર્દૈવને શો આનંદ થયો હશે ? મારા સુખનો આ નાશ ખુલ્લી આંખે હું શી રીતે સહન કરૂં ?

કરૂણા

માત્ર સુખની આશાએ જ જીવન કોણ જીવે છે ? દુઃખ ભોગવવા માણસે હમેશાં તૈયારી કરી મૂકવી જોઇએ. સાકર ખાનારને પ્રભુ હમેશાં મિષ્ટાન્ન જ આપે છે એ વાત ખોટી છે. મિષ્ટાન્ન ઇચ્છનાર પુરુષને પણ ઘણીવાર ભૂખ્યે પેટે સુઇ રહેવું પડે છે. શેખર, જીવનની સમસ્યા સુખને માર્ગે નહિ સમજાય, દુઃખ ભોગવવાથી જ જીંદગીનો ખરો અર્થ સમજાય છે.

શેખર

(કઠોરતાથી) હા, આયુષ્યનો અર્થ ઠીક સમજાયો; અને તે એ જ કે આયુષ્યનો કંઈ અર્થ જ નથી. અત્યાર સુધી મેં કલ્પનામાં પણ કોઈનું અહિત કર્યું નથી, કોઈને ખરાબ કરવાનો વિચાર સુદ્ધાં મારા મનમાં નથી આવ્યો, છતાં મારા નિષ્પાપ આયુષ્યની મારા દૈવને આટલી અદેખાઈ આવી? જીવનમાં જરા પણ ન્યાય નથી, નિયમ નથી, એ હું બરાબર સમજ્યો.

કરૂણા

જીવનમાં કોઈ 'સ્વતંત્ર' નથી એ એક જ નિયમ ખરો છે. બીજાંની સાથે આપણું જીવન જન્મથી જડાએલું હોય છે. એટલે જ બીજાનાં સુખદુઃખનાં મોજાં ઉપર આપણા નસીબને પણ અસહાયપણે ઝોલાં ખાવાં પડે છે. આપણાં પોતાનાં પાપનાં ફળ જ આપણે ભોગવવાં પડે છે એવું કંઈ નથી. આપણે ગમે તેટલાં પુણ્યવાન હોઈએ તો પણ બીજાનાં પાપનાં ફળો પણ આપણને ન છૂટકે ભોગવવાં પડે છે.

શેખર

બીજાનાં પાપનાં ફળ હું શા માટે ભોગવું? બાપુજીએ કરેલાં પાપ માટે હું સર્વસ્વની આહુતિ શા માટે આપું? બાપુજી જેવા પાજી માણસ...

કરૂણા

(ચીસ પાડી) શેખર—

શેખર

હું એના મોં પર કહીશ. મને એનો ભય બતાવે છે? એના જેવા જ પાજીઓએ નિષ્પાપ મનુષ્યો માટે જીવન અશક્ય કરી મૂકયાં છે. એવાનાં દુષ્કૃત્યો પર અંધારપછેડો નાંખવા માટે

ગરીબ આત્માઓને પોતાના શરીરની ચામડી ઉતારી આપવી પડે છે. બાપુની રંગબાજીની રોશની સળગાવવા માટે પોતાના સર્વસ્વની હોળી કરનારાં તારા જેવાં દુબળાં મનુષ્યો જ્યાં સુધી જગતમાં છે, ત્યાં સુધી આ સમાજમાં મિજાજથી માથું ઉંચું રાખીને એ ફરી શકશે, સમજીને !

**કરૂણા**

દુર્બળ હોવા છતાં પણ હું સ્ત્રી છું. આજ સુધી સંસારમાં જે દુઃખ, અપમાન, ગેરઆબરૂ મેં સહન કર્યાં તે શું નિર્બળ-પણાને લઇને ? અત્યાર સુધી હું જીવી તે શું એમના માટે જીવી છું એમ તું સમજે છે ? નહિ, શેખર, આજ સુધી મેં તને કહ્યું નથી, આજે કહું છું. હું અત્યાર સુધી જીવી તે માત્ર શેખર અને શૈલા માટે. તારો અને શૈલાનો શિતળ વિસામો મારા જીવનમાં ન હોત તો આ જીવનરણને માર્ગે હું શું કામ અથ-ડાત ? તારા પિતાએ મારા જીવનની જે આશાઓ નિષ્ફળ કરી તે તમારા હાથે ફૂલી ફાલશે એવા એક જ વિશ્વાસ પર હું આજ સુધી જીવી છું. તું જો મને દુઃખી કરીશ તો જ આ જીવન માટે મને પશ્ચાત્તાપ થશે.

**શેખર**

સારંગીના બધા તાર તૂટી ગયા. હવે શું ફક્ત લાકડાંમાંથી જ સૂર ઉઠશે ? આજ સુધી મને પણ લાગતું હતું કે આયુષ્ય સુંદર છે, મનોહર છે, સર્વ સમાજ ચોમેર ન્યાયનીતિ પર ચાલી રહ્યો છે; પણ એ હળાહળ જૂઠું. સ્વાર્થી, પાપી અને ઢોંગી લોકોથી જ આ સંસાર ભરેલો છે. મારા જીવન પરનો મારો વિશ્વાસ ઉડી ગયો છે.

**કરૂણા**

ના, એમ કહીશ નહિ. આવા ઝેરી વિચાર મનમાં લાવી

તું તારા સુખનો ઝરો સુકવી નાંખીશ નહિ. શેખર, હજી તો તું યુવાન છે, નિશ્ચયબળ તારામાં છે, તારે આટલું ધૈર્ય તો બતાવવું જ જોઇએ.

શેખર

ના, હવે હું કોઇ માટે જીવી શકું નહિ, હું મારા માટે પણ જીવી શકું નહિ. પ્રેમનિરાશાના ધરતિકંપે મારા મનોરથનો મહેલ તોડી પાડયો છે. એનો પાયામાં બાકી રહેલો ભાગ ખોદી કાઢી એને ધૂળભેળો કરી દઇશ અને મારા આયુષ્ય પર વેર લઇશ. નાશના નશાથી મારૂં મન બેહોશ થઈ ગયું છે. મને આ જગતમાં કોઇની પરવા નથી.

કરૂણા

શું કહે છે? શેખર, મારે માટે પણ લાગતું નથી?

શેખર

તારી તો શું પણ સારા જગતના સઘળા અન્યાયો માટે જવાબદાર પરમેશ્વર પણ પ્રત્યક્ષ આવે તો તેની પણ પરવા હું નહિ કરૂં. (જાય છે.)

કરૂણા

શેખર, શેખર.

(બહાર ગયો તે રસ્તે બહાવરી બની જોઈ રહે છે. થોડી જ વારમાં ડૉકટર ગૌતમ પ્રવેશ કરે છે.)

કરૂણા

ડૉકટર, શેખર હમણાં જ બહાર ગયો, એની પાછળ જઇને ગમે તેમ કરી એને પાછો લાવો.

ગૌતમ

કેમ, શું થયું ?

કરૂણા

શેખરનું મગજ એકદમ ભમી ગયું છે. મારા કાળજાનું તો પાણી પાણી થઇ ગયું છે. ડૉકટર, શેખરનું હવે શું થશે ?

ગૌતમ

શેખરનું શું થશે એની ચિંતા શા માટે ? શૈલાનું શું થશે એ વિચારે મારૂં મગજ ફાટી જાય છે.

કરૂણા

( એકદમ ગભરાયા જેવું મોં કરીને ) એટલે ? તમે શું કહ્યું ? શૈલાનું શું થયું ? બોલો, જલદી બોલો.

ગૌતમ

કરૂણાબેન, વજ્ર જેવું કઠણ મન કરી હું કહું તે સાંભળવા તૈયાર રહો. શૈલા, એક મહાન આપત્તિમાં સપડાઇ છે.

કરૂણા

તમે શું કહો છો ? મને કંઈ સમજાતું નથી. ચિંતામાં મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. મને તમારૂં બોલવું સમજાતું જ નથી.

ગૌતમ

અરેરે ! આ વાત કહેવાનું વિકટ કામ પણ મારે જ કરવું પડશે ! બ્હેન, શૈલાને ઉલ્લાસનો નાદ લાગ્યો, પોતાના જીવનનો નાશ કર્યો. વાસનાના અનિવાર્ય આવેગમાં શૈલાએ પોતાના શીશ પર અતિશય વિકટ સંકટ આણ્યું છે.

કરૂણા

(રુદ્ધ સ્વરે) ડૉકટર, મને એ સાચું નથી લાગતું.

ગૌતમ

બ્હેન, એ ખોટું હોત તો મને પણ આનંદ થાત. પરંતુ મારા અને તમારા કમનસીબે એમ શેનું બને? જગતની દૃષ્ટિએ આ કલંકમાંથી ઉગરવાનો શૈલા માટે એક જ માર્ગ હતો અને તે ઉલ્લાસ સાથે લગ્ન કરવાનો. પણ તેની યે આશા રહી નથી.

કરૂણા

એટલે?

ગૌતમ

અત્યારે જ ઉલ્લાસને હું મળી આવ્યો. એને કરગરી વિનતિ કરી, પગે પડયો, ચિડાયો, ધમકી આપી—બને એટલા બધા ઉપાયો કરી જોયા, પણ એ પત્થરનું કાળજું જરા ય ભીનું થયું નહિ. શૈલા સાથે લગ્ન કરવાની વાત તો બાજુએ રહી પણ ઉલટું શૈલાના શીલ માટે - જેમ તેમ બોલતાં પણ એ શરમાયો નહિ. મનુષ્ય પોતાના સ્વાર્થ માટે અધમતાની કઈ હદે જઈ શકે છે, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. અરેરે! હું શૈલાને આ શી રીતે કહું?

(શૈલા દાદર પરથી નીચે આવે છે. કરૂણાને જોઈ એકદમ ચમકે છે.)

શૈલા

બા.

(શૈલા એકદમ કરૂણાને બાઝી પડે છે. બન્નેનાં દુઃખમાં એકદમ ભરતી આવે છે. કરૂણા શૈલાને

છાતીએ વળગાડી રાખી આંસુ સારે છે. આવી સ્થિતિમાં થોડો સમય પસાર થયા પછી. )

શૈલા

બા...બા...મને માફ કર. તારા વગર મારો અપરાધ કોણ ક્ષમા કરશે ? આજ સુધી તને જગતમાં દુઃખ ઓછું હતું, એટલે દુઃખનું આ પૂર તારી સામે વહાવી લાવી છું. બા, હવે કેમ જીવું ? આજ સુધી તારા સદ્‌ગુણોને મેં મારા અભિમાનથી તિરસ્કાર્યાં, તેની મને પૂરતી સજા થઇ. બા, કહે તું મારા પર ચિડાઇ તો નથી ને ? તું મને હડસેલી મૂકીશ તો પછી હું કોના ખોળામાં માથું મૂકી રડીશ ?

કરૂણા

શૈલા, હું તારા પર ચિડાઉં ? તારા પર શી રીતે ચિડાઉં ? કોઇ પણ સ્થિતિમાં પોતાના બાળકનો તિરસ્કાર કરે તે મા નહિ. મને સંકટની ચિંતા નથી. દુઃખથી મારૂં અંતઃકરણ ડગતું નથી. દુઃખ તો સ્ત્રીના જન્મ સાથે જોડાયેલું જ હોય છે. તારી આબરૂ ઢાંકવા સારૂ મારા પ્રાણને ટૂકડા કરીને વેરવો પડે તો ય તેમ કરવામાં મને વાંધો નહિ આવે. જગત્‌ની નિંદાનું વાદળ તારા ઉપર તૂટી પડશે, તો મારા અંતરની હૂંફે તારૂં રક્ષણ કરીશ.

શૈલા

હાસ ! હવે મને હિંમત આવી. માના ખોળાનો મને આધાર મળ્યો. હવે પ્રલયકાળ આવે, સારૂં જગત્ મારા ઉપર તૂટી પડે તો ય મને ચિંતા નથી. બા, હું મૂર્ખ છું, અજાણ છું. આજ પર્યંત મેં મેળવેલા શિક્ષણે મને એ પ્રસંગે દગો દીધો. જીવનનો અર્થ મને સમજાયો નહિ. મારૂં સર્વસ્વ વેચી મેં મોહની એક

ક્ષણ ખરીદી. બા, તું રડ નહિ. તેં મને હિંમત આપી અને પાછી તું જ રડવા માંડે છે?

કરૂણા

હું મારૂં રડતી નથી—તારે લીધે રડતી નથી, પણ સારી સ્ત્રીજાતિને માટે રડું છું. શૈલા, સ્ત્રી હોવું એ જ ઘોર આપત્તિ છે. સ્ત્રીરૂપે જન્મવું એના જેવું બીજું દુઃખ જીવનમાં નથી. સુખદુઃખની વ્હેંચણી કરતાં કુદરતે સ્ત્રીઓને અન્યાય કર્યો છે. બેજવાબદાર સુખોનો હક પુરુષોને આપી દુઃખની જવાબદારીનો ડુંગર એણે સ્ત્રીના માથા પરજ નાંખ્યો છે, એટલે રડું છું. સ્ત્રીઓ રડવા માટે જ જન્મે છે. પરમેશ્વરે પણ રડવા માટે જ સ્ત્રીઓને આંખો આપી હોય એમ લાગે છે.

ગૌતમ

બ્હેન, વિશ્રામના કાન પર આ વાત નાંખ્યા વિના છૂટકો નથી.

કરૂણા

એને કહેશો તો એ આખી દુનિયા ગજાવી મૂકશે. એને કહેવાથી શું ફાયદો? એ જાણશે તે જ વખતે શૈલાને ઘરની બહાર કાઢી મૂકયા સિવાય નહિ રહે.

ગૌતમ

એ માટે તમે જરા પણ ચિંતા ન કરશો. વિશ્રામ તરફથી આમાં આપણને મદદ મળશે એવી મને પણ આશા નથી, પણ ઉલ્લાસ જેવો પાજી માણસ ગામમાં શૈલાની બદનક્ષી કર્યા સિવાય રહેવાનો નથી અને રસ્તે ચાલતા કોઈ હલકા માણસ પાસેથી વિશ્રામને સાંભળવું પડે તે પહેલાં એને એ સાંભળવા

તૈયાર કરી રાખવો જોઇશે.

કરૂણા

ડૉકટર, અત્યાર સુધીમાં મેં કદી પણ એમની મદદની ઈચ્છા રાખી નથી, પણ શૈલાને માટે જે કરવું પડશે તે કરીશ. જરૂર પડયે ઘેરે ઘેર ભીખ માગીશ. આ ઘરના ઉંબરથી ભિખારીપણું દૂર કર્યું નથી. મારી માએ ખાસ મારે માટે કરાવેલી બંગડીઓનો નિકાલ કજી હમણાં જ કરવો પડયો છે.

શૈલા

( આશ્ચર્યથી ) બા—

કરૂણા

શૈલા, તારા પિતાનો રાક્ષસી વિલાસ પોષવા સારૂં મારૂં અમોલું જીવન વેચ્યું ત્યાં આવી નિર્જીવ ચીજોની કિંમત શી ?

( વિશ્રામ સભામાં જવાનાં કપડાં પહેરીને આવે છે. )

વિશ્રામ

શેખર કયાં ગયો ? કોણ? ડૉકટર ! શી ખટપટ ચાલે છે. ત્યાં કેવડી મોટી જંગી સભા ભરાઇ હશે, તમે અહિં શેની સભા ભરી છે ? શૈલા, તું મારી સાથે ભાષણ સાંભળવા આવીશ ને ? હું કેવું બોલું છું તે તો જો. તમારી ભણેલી છોકરીઓ પર એવા તોપ ગોળા છોડું છું......!

ગૌતમ

વિશ્રામ, પોતાના પગ નીચેની આગ પહેલી ઓલવ, પછી બીજાની બૂઝાવવા જા.

વિશ્રામ

( આશ્ચર્યથી ) એટલે ? ગાંડા જેવો શું બબડે છે ?

ગૌતમ

શાન્ત ચિત્તે સાંભળે તો મારે તને એક અકલ્પિત સંકટની સૂચના આપવાની છે.

વિશ્રામ

સંકટની સૂચના ? સંકટ કેવું ?

ગૌતમ

આજે બપોરે પેલા પાજી વેપારીનું મુખત્યારપત્ર લઈ તું પેલી કમનસીબ છોકરી વિરુદ્ધ કેસ જીત્યો, સમાજમાંથી કાયદાની દૃષ્ટિએ એ હદપાર થઇ. તે વેળા તને કલ્પના પણ ન હોય કે તરત જ એવી જ એક આપત્તિમાં આવેલી છોકરીને તારે મદદ કરવી પડશે.

વિશ્રામ

તું કોની વાત કરે છે ?

ગૌતમ

પણ આ બિચારી છોકરીને મદદ કરવા માટે તારા કાયદા કરતાં માનવતાનો વધારે ઉપયોગ કરવો પડશે. વિશ્રામ, (શૈલાને પાસે લઈ) આને જોઇ ? એ જ એ બિચારી છોકરી !

વિશ્રામ

(એકદમ મોટેથી બૂમ પાડી) શૈલા ? કાળમૂખી ! (તેનો હાથ પકડી) બોલ, બોલ. મોં ખોલ. આ વાત સાચી છે ? કોણ છે એ પાજી ?

ગૌતમ

ઉલ્લાસ.

વિશ્રામ

(લંબાવીને) ઉ...લ્લા...સ !

ગૌતમ

હા. એ જ માણસે આવો પ્રાણઘાતક વિશ્વાસઘાત કર્યો. હવે પોતે નામ સુદ્ધાં લેવા દેતો નથી. એની સાથે લગ્ન કરવા પણ એ તૈયાર નથી.

વિશ્રામ

છટ્! ઉલ્લાસને ગાળ દેવાનો શો અર્થ? આની સાથે લગ્ન કરી આનું પાપ ઢાંકવા એ શું કામ તૈયાર થાય? પુરુષ કંઇ સ્ત્રીને ફસાવતો નથી. સ્ત્રી જ પુરુષને મોહમાં નાંખે છે. શૈલા, તને આપેલું શિક્ષણ તેં આજ સાર્થક કર્યું! તને આપેલાં સ્વાતંત્ર્ય પર કળશ ચઢાવ્યો! તેં કરેલા આ દિગ્વિજયથી તારી ડીગ્રી આજ સાર્થક થઇ!

કરૂણા

તમે એને શિક્ષણ આપ્યું, પણ કેવું શિક્ષણ? પુસ્તકિયા જ્ઞાન આપ્યું. તમારી એ કૉલેજોમાં વાંચવાનું જ્ઞાન મળે છે, જીવવાનું જ્ઞાન મળતું નથી. જે શિક્ષણથી આયુષ્યનો અર્થ સમજાય નહિ, જીવનમાં આવતાં સંકટોની આગાહી થઈ શકે નહિ, નાશમાંથી બચતાં આવડે નહિ એ તમારા શિક્ષણમાં આગ મૂકો આગ.

શૈલા

બાપુ, મને આજસુધી આટલું ભણાવવા કરતાં નાનપણથી જ મારું લગ્ન કરી તમે છૂટા થયા હોત તો અત્યારે પસ્તાવા વારો નહિ આવત. પણ હવે શું થાય?

વિશ્રામ

હા, નાનપણથી તારું લગ્ન કરવાને બદલે તને ભણાવી તેની સજા મને ઠીક થઈ.

ગૌતમ

વિશ્રામ, બધા દોષ શિક્ષણને માથે નાંખ્યાથી આપણી જવાબદારી કંઇ ઓછી થશે? નાનપણમાં અજ્ઞાન છોકરીનું લગ્ન કરી એની આગળની મુશ્કેલીઓમાંથી ગમે તેમ કરી છૂટકો કરી લેવો એમાં માબાપની ભીરુતા છે.

વિશ્રામ

સ્ત્રીઓને ગૃહિણી અને સુશીલ માતાઓ બનાવવાનો શિક્ષણનો હેતુ કહેવાય છે. આ સુશીલ માતાઓ હોવાનું શિક્ષણ!

કરૂણા

ખબરદાર, એવું બોલ્યા તો! પોતાની દીકરીની મશ્કરી કરતાં શરમ નથી આવતી?

વિશ્રામ

મને બેઆબરૂ કરતાં એને શરમ આવી? મારી કીર્તિ પર મેંશ ચોપડતાં એને કંઈ થયું? કયા મોંએ હું આ સમાજમાં ફરૂં?

કરૂણા

તમને તમારી આબરૂની પડી છે. પોતાની દીકરી પ્રાણઘાતક દુઃખમાં સપડાઇ છે તોય તમારો સ્વાર્થ છૂટતો નથી? એક કોડી કિંમતની તમારી આબરૂનું મૂલ્ય તમને તમારી છોકરીના પ્રાણ કરતાં વધારે લાગે છે?

વિશ્રામ

શું? શું બોલી? કોડીની કિંમતની આબરૂ? ફરી બોલ, એ શબ્દ જોઉં!

કરૂણા

તમારી આબરૂ રોજ રાત્રે આખી દુનિયા જૂએ છે. આખું

જીવન એક કીડાની માફક પાપના કાદવમાં ગાળનાર માણસને આબરૂ!

### વિશ્રામ

મારા પાપને અહીં શું સંબંધ? હું વ્યસની હઇશ, હું પાપી હઇશ એથી શું મારાં બાળકનાં પાપો તરફ આંખ આડા કાન કરૂં? એ કેમ જ બને? આવી અનીતિ હું મારા ઘરમાં કદી પણ સહન કરનાર નથી.

### કરૂણા

ખરૂં છે. પાપીથી બીજાનું પાપ સહન નથી થતું. પાપીઓ જ જગતમાં પાપની વિરુદ્ધ શોર મચાવી નિંદા કરે છે. જગતમાં તમે નીતિ પર લાંબાં લાંબાં વ્યાખ્યાનો આપો ને તમારા જેવા જ ઢોંગી માણસો તમારાં ભાષણો સાંભળી તાળીઓ પાડે. શૈલા પાપી નથી, અજ્ઞાન છે.

### વિશ્રામ

અજ્ઞાનનું બહાનુ કાયદાને માન્ય નથી. પ્રત્યેક ગુનેગાર અજ્ઞાનના પડદા પાછળ જ લપાવા પ્રયત્ન કરે છે. તે કંઈ નહિ, શૈલાએ પોતાના ગુના બદલ સજા ખમવી જ પડશે.

### કરૂણા

એટલે અજ્ઞાનથી કોઇનો પગ જરા વાંકો પડે તો તમે એનો પગ જ ભાંગી નાંખો, એને જન્મનો અપંગ કરો, એના આયુષ્યમાંથી એને હમેશને માટે વિદાય આપો? ઉલ્લાસ જેવા પાજી માણસે ખુલ્લે માથે સમાજમાં ફરવું અને શૈલાએ આત્મહત્યા કરવી, એમ તમે કહેવા માગો છો? પુરુષે પાપ કરવું અને એની સજા સ્ત્રીએ ભોગવવી એ ક્યા જગતનો ન્યાય?

શૈલા

બાપુ, હું તમને પાપી કે અપરાધી લાગું છું. તો કહો, મારા અપરાધ બદલ હું શું સજા ભોગવું? નદીમાં પડી જીવ દઉં, ઝેર ખાઇ મરું કે એકાદ અગ્નિની ઉંડી ખાઇમાં પડી મારા શરીરની રાખ કરું, જેથી જગતમાં તમારી બદનામી થતી અટકે. બોલો બાપુ, બોલો.

વિશ્રામ

તું મરે કે જીવે એથી હવે સમાજમાં મારી બદનામી થતી થોડી જ અટકવાની છે? (એકદમ યાદ આવ્યું હોય તેમ) ડૉકટર, આ પરિસ્થિમાંથી આનો છૂટકો કરવાનું તારા જ હાથમાં છે.

શૈલા

ના. ડૉકટરની મદદની જરા પણ જરૂર નથી. મારા માતૃત્વનો આવી રાક્ષસી રીતથી ધ્વંસ કરી કૌમાર્યનો ખોટો ઢોંગ લઇ જગતમાં જીવી રહેવાની મને ઇચ્છા નથી. તમને ચોરી છૂપીથી કરેલી ગમે તેવી અનીતિ ખપે છે, પણ લગ્ન પહેલાંનું માતૃત્વ તમને મહાન પાતક લાગે છે. સમાજની આ ખોટી નીતિનો— આ ઢોંગી અન્યાયનો મને તિરસ્કાર આવે છે. ના, આ શૈલા ઢોંગ કરી જીવશે નહિ અથવા બેઆબરૂ થવાના ભયથી મરશે પણ નહિ. સમાજના આ અન્યાય વિરૂદ્ધ બંડ પોકારવા માટે શૈલા અવિવાહિત માતા તરીકે જીવશે.

વિશ્રામ

અને તે પહેલાં તારે આ ઘરથી બહાર જવું પડશે. ચાલ, અત્યારે ને અત્યારે જ તારું કાળું કર. (એના શરીર પર ધસે છે.)

કરૂણા

(શૈલાને એની પાસે લઈ લઈ ને) દૂર હઠો. શૈલા આ ઘરમાંથી બહાર નહિ જાય. આ ઘર મારૂં છે, મારા પિતાનું છે. એને આવી સ્થિતિમાં હાંકી કાઢવાનો તમને જરાય અધિકાર નથી. તમારા ઢોંગીપણાને ન પરવડે તો તમેજ આ ઘરની બહાર ખુશીથી જઈ શકો છો.

વિશ્રામ

શું, હું આ ઘરમાંથી બહાર જાઉં ? અરે ઓ રાક્ષસીઓ, તમે માંડયું છે શું ! મારો નાશ કરવાનું કારસ્તાન તો તમે નથી રચ્યું ને ? કુમારી કન્યાએ માતા થવું એ સમાજ વિરૂદ્ધ હડહડતું પાપ છે, એ કલંકિત માતૃત્વને હું અહિં બેસી રહી જોયા કરૂં ?

કરૂણા

(આવેશથી) ના, ના. માતૃત્વ કદી પાપ નથી. માતૃત્વ કદી અપવિત્ર હોતું નથી. માતૃત્વને પવિત્રતાનો ચિરંજીવ અમરપટો મળ્યો છે. જગતના આદિથી જગતના અંત સુધી માતા તો મંગળ જ રહેશે. માતાઓનું રક્ષણ કરવું એ સમાજનું પ્રથમ કર્તવ્ય છે, પછી એ માતા વિવાહિત હોય કે અવિવાહિત હોય. થવાનું હોય તે થાય પણ શૈલા આ ઘરમાંથી બહાર નહિજ જાય.

(શૈલાને ભેટે છે. વિશ્રામ હતબુદ્ધ થાય છે. પડદો પડે છે.)

## અંક ૩ જો

[ આગલા અંકના બનાવોને દસબાર દિવસ વીતી ગયા છે. સવારે દસનો સમય. પડદો ઉઘડતાં વિશ્રામનો 'બ્રેકફાસ્ટ' હમણાં જ પૂરો થયો હોય એવું લાગે છે. એ ઉપરથી એ ખૂબ મોડો ઉઠયો હોય એમ જણાય છે. ચહાનો છેવટનો ઘૂંટડો પીને એ એકદમ ઉઠે છે. રસુલ ટેબલ પરની ચીજો લઈ 'ટ્રે' માં ભરે છે. ]

**વિશ્રામ**

ઉપરથી મારી પાઇપ લઇ આવ, જોઉં. કબાટમાં તંબાકુનો દાબડો છે તે પણ સાથે લેતો આવજે.

**રસુલ**

હાં, સાબ.

[ રસુલ જાય છે : એવામાં ટેલીફોનની ઘંટડી વાગે છે. વિશ્રામ ટેલીફોન પાસે જઇ રીસીવર હાથમાં લે છે. ]

### વિશ્રામ

હેલો ! યસ ! કોણ ? ડૉકટર ! હાં, હું વિશ્રામ...પૂછીશ જ નહિ. હું એવો કંટાળ્યો છું ! આ છોકરી મારી છાતી પર સળગતી સગડી જેવી બેઠી છે. મારાથી આ ઘરમાં રહી શકાય એવું નથી. હા, ના...ના. અસંભવિત. આઈ કાન્ટ ફેઈસ ઘૅટ. જો, તું જ કંઇ કરી એનું મન વાળ. એને આ ઘરમાંથી બીજે કશે લઇ જા. તારો મારા પર અતિશય ઉપકાર થશે !

( રસુલ આવે છે. )

### રસુલ

પાઈપ તો ઉપર નથી ને ડબ્બો ખલાસ થઇ ગયો છે.

### વિશ્રામ

( રસુલને ) ગધ્ધા, તદ્દન બેવકૂફ છે. ( રીસીવરમાં ) અરે ના, તને નહિ, એ તો રસુલને કહેતો હતો. હેલો ! ના, હમણાં હું અગત્યના કામે બહાર જાઉં છું. એક કલાક પછી તું આવ. થેંકસ. ( રીસીવર નીચે મૂકે છે ) હજાર વખત તને કહ્યું હશે કે ડબ્બો પૂરો થઇ જાય તો નવો લઇ આવવો. જા. દિવસે દિવસે તું પણ પાગલ બનતો જાય છે. એક પણ કામ સીધું કરતો નથી. તમારા બધાથી હવે હું છેકજ કંટાળ્યો છું. હૅટ લાવ મારી. ( રસુલ દોડતો હૅટ લઈ આવે છે. ) એને બ્રશ માર્યું છે કે ? જો, કેટલી બધી ધૂળ છે ? ( રસુલ ખભા પરના કકડાથી હૅટ ઝાટકે છે. ) બ્રશ માર, યુ ડૉન્કી.

### રસુલ

બ્રશ ઉપર છે, સા'બ.

### વિશ્રામ

( બૂમ મારી ) ગેટ આઉટ—બદમાશ, ઉપર છે ! ( એના

હાથમાંથી હૅટ ખેંચી લઈ માથા પર મૂકે છે.) પગલે પગલે આવા ગધેડાઓ સાથે કામ! આ ઘરમાં હવે રહેવાનું મન જ થતું નથી.

[ગુસ્સામાં જાય છે. રસુલ મૂંગો મૂંગો ટ્રે ઉંચકી અંદર જાય છે. એવામાં ઉલ્લાસ આવે છે.]

ઉલ્લાસ

અરે રસુલ! શૈલાબહેન છે કે?

રસુલ

હા બેસો, હમણાં જ મોકલું છું.

(રસુલ જાય છે. ઉલ્લાસ, ભિંત પરના ચિત્રો જોવાને બહાને, અસ્વસ્થ ઉભો રહે છે. થોડા વખતમાં શૈલા અંદર આવે છે.)

શૈલા

કોણ?

ઉલ્લાસ

(એકદમ પાછળ ફરી મોં પર કૃત્રિમ હાસ્ય લાવી) હું ઉલ્લાસ, શૈલા!

શૈલા

(ઝડપથી) નીચ! ફરી આ ઘરમાં આવી મને મોં બતાવવા જેટલો તું બેશરમ છે? રસુલ, રસુલ!

ઉલ્લાસ

શૈલા, શૈલા! (રસુલ આવે છે.)

શૈલા

રસુલ, આને બહાર જવાનો રસ્તો બતાવ

ઉલ્લાસ

મારો એક શબ્દ તો સાંભળ, પછી તું કહેશે તો હું આ ઘરમાંથી ચાલ્યો જઈશ.

શૈલા

( કઠોર સ્વરે ) તારે શું જોઈએ છે ?

ઉલ્લાસ

તારી દયા. તારા ઉદાર અંતઃકરણની દયા. શૈલા, પશ્ચાત્તાપમાં બળીને હું ખાક થઇ ગયો છું.

શૈલા

પશ્ચાત્તાપ ! તમને વળી પશ્ચાત્તાપ ! તમારા જેવા સદ્ગુણી, પૂણ્યશ્લોકોને પશ્ચાત્તાપ શા માટે ?

ઉલ્લાસ

શૈલા, હું પાપી છું, તારો ઘોર અપરાધી છું. હું તારે જ શરણે આવ્યો છું. હવે મરેલાને વધારે માર નહિ.

શૈલા

તમે મરેલા ! તમે તો ખાસ્સા જીવતા જાગતા છો ! તમે શાના મરો ? જગત્માં તમારા જેવા માણસો મરતા નથી. જગત્માં કોમળ કુસુમ પગલે પગલે છુંદાય છે, પત્થરો યુગો સુધી એવા ને એવાજ રહે છે. જેને હૃદય હોય એને પશ્ચાત્તાપ થાય. ચિંતા વગરના તમારા જેવા રાક્ષસોને પશ્ચાત્તાપ થવો કદી જ શક્ય નથી.

ઉલ્લાસ

પણ મારા અપરાધની ભરપાઇ તું કહે તે રીતે કરી આપવા હું તૈયાર છું. હું તારી સાથે લગ્ન કરવા પણ તૈયાર છું.

### શૈલા

શું મારી સાથે લગ્ન કરવા તૈયાર છો ? (મોટેથી હસે છે.) તો પછી અહિં શું ઉભા ? જાઓ, જાઓ, દોડો બજારમાં. કંકુ લાવો, પીઠી લાવો, ઘર આગળ જોરથી વાજાં વગડાવો. પેલો તમારો મંડપ પણ હવે તો બંધાઇને તૈયાર થઇ ગયો હશે ! આમ જુઓ છો શું ? થાઓ આગળ. હું આવી જ છું પાછળ. પણ જુઓ, તમારી સ્ત્રી પાસેથી લેખિત પરવાનગી લાવ્યા છો કે ?

### ઉલ્લાસ

( વ્યથિત મુદ્રાથી ) શૈલા, મારે હવે કોઇની પણ પરવાનગી માગવાની રહી નથી. હું મારા સંસારમાંથી મુક્ત થયો છું. મારી સ્ત્રી મૃત્યુ પામી, એને આજે સાત દિવસ થયા.

### શૈલા

શું તમારી પત્ની મરી ગઇ ? આટલા દિવસ થયા તો પણ તમે એ આનંદની ખબર મને કહેવા ન આવ્યા ? તમારી સ્ત્રીનું પ્રેત બારણામાં રાખીને તાબડતોબ મને કહેવા આવ્યા હોત તો પણ આપણે તેજ ઘડીએ લગ્ન કરી નાંખત અને પછી સ્મશાનયાત્રામાં તમે નિર્ભયપણે જઇ શકત. સાધુના સ્વાંગમાં ફરતા ઓ શયતાન ! કયા પરમેશ્વરે તને ઘડયો ? નરકના કીડાને પણ પોતાના સાથી માટે આના કરતાં વધારે લાગણી હોય છે. પહેલા લગ્નનું સૂતક વિત્યું નથી ત્યાં તો બીજા લગ્નને માટે પ્રયત્નો શરૂ કરી દીધા ? શું તને એમ લાગતું હતું કે તારી પત્નીના મૃત્યુના સમાચાર સાંભળી હું આનંદમાં ગરકાવ થઇ જઇશ, અને તને ગળે વળગી પડીને આખા ઘરમાં નાચ્યા કરીશ ? પત્ની મરવાથી તને આટલો બધો આનંદ થયો ? કે પછી તેંજ એને ઝેર આપીને મારી નાંખી ?

ઉલ્લાસ

શૈલા, આ તું શું બોલે છે? મારી પત્નીના મૃત્યુથી મને આનંદ થયો છે એ તારો આક્ષેપ તદ્દન ખોટો છે. તું મને ગમે તેમ કહે પણ મારી પત્ની પર મને પ્રેમ હતો એ વાત સાચી છે. આપણે એક મોહમાં તણાતાં ગયાં અને મારા ઉન્માદને લીધે મેં તને સંકટમાં નાંખી. હવે એ સંકટમાંથી તારૂં રક્ષણ કરવું એ મારૂં કર્તવ્ય છે. એ જાણ્યા છતાં મારી સ્ત્રી પ્રત્યેના પ્રેમને લઇને મેં અત્યાર સુધી તારી સાથે વિશ્વાસઘાતનું પાપ કર્યું. મારી પત્ની જીવતી હતી ત્યારે મેં કદી એનું મરણ ઈચ્છયું ન હતું. માંદગીમાં જોઇએ એટલી સેવા ચાકરી મેં કરી છે. એ મૃત્યુ પામી તેમાં મારૂં કંઈ ચાલે તેમ ન હતું. પણ એના મરણ પછી રડવાનો શો અર્થ? આ વખતે લગ્નની માગણી કરવા હું કોઈ બીજી સ્ત્રી પાસે ગયો હોત અને તેં કરી એટલી નિર્ભત્સના કરી હોત તો તે યોગ્ય ગણાત. પણ મારા અપરાધથી તું જે સંકટમાં આવી પડે તેમાંથી તને ઉગારવાની તક મને ઈશ્વરે આપી છે, એટલે જ આટલી ઉત્સુકતાથી તારી પાસે આવ્યો છું.

શૈલા

એમ ! હું સંકટમાં છું એટલે મારો છૂટકો કરવાને દોડી આવ્યા? કાદવમાં ખૂંચેલી આ ગાયનું રક્ષણ કરવા સારૂ ભૂતદયાથી પ્રેરાઇને આપ અહીં પધાર્યા છો? ના, મહારાજ ! આ દીન, દુર્બળ જીવ માટે આવડો સ્વાર્થત્યાગ કરશો મા. જાવ, સિધાવો. મારા માથા ઉપર લાદવા આણેલો ઉપકારનો ગાંસડો પાછો તમારી સાથે જ લઈ જાઓ.

ઉલ્લાસ

ના. શૈલા, હું કંઇ તારા પર ઉપકાર કરવા નથી આવ્યો.

શૈલા

પોતાની ગરજ પર સદ્‌ગુણનો ઝભ્ભો ચઢાવવાની તમારી યુક્તિ હું બરાબર સમજી છું. તમે મારી સાથે લગ્ન કરી મારા પર ઉપકાર કરશો અને પછી સારૂં જીવન એ ઉપકારની યાદ આપી આપીને મને ગુલામની પણ ગુલામ બનાવશો, કેમ?

ઉલ્લાસ

ના, શૈલા. તારી સાથે લગ્ન કરવામાં ઉપકાર શાનો? ઉલટું મારો સ્વીકાર કરી મારા પાપનું પ્રાયશ્ચિત કરવાની તું મને તક આપશે તો હું તારો જન્મભરનો ઋણી રહીશ.

શૈલા

તમારી કર્તવ્યબુદ્ધિ ઘણી વહેલી જાગી. પ્રાણનાશક યાતનાના ગર્તમાં ગબડતાં જતાં હું તે દિવસે તમારે હાથે વળગી પણ એકાદ કસાઇ જેવી ક્રૂરતાથી તમે મને સંશયની ભયાનક ખાઇમાં હડસેલી મૂકીને લહેરથી ચાલ્યા ગયા. તે જ વખતે તમારી કર્તવ્યબુદ્ધિની તો કસોટી થઈ ગઇ. મગરને પણ પોતાનો બલિ ગળતી વેળા આંસુ આવે છે. એટલી માયાવી દયા બતાવવા જેટલી માણસાઇ પણ તમારામાં નથી, એની મને તે દિવસે પૂરી ખાતરી થઈ. કોઈ પણ સંકટમાં મારૂં પોતાનું રક્ષણ કરવા જેટલી હું સમર્થ છું. મરણની યાતના કરતાં પણ વધારે ઘોર યાતનાઓ સહન કરી હું જીવતી રહી છું, તે શું તમારી સહાયની આશાથી? બિલકુલ નહિ. જાઓ, મને તમારી કોઈ પણ સહાયની જરૂર નથી. તમારી સાથે લગ્ન કરતાં પહેલાં હું પત્થર પર માથું પટકીને પ્રાણ કાઢીશ.

ઉલ્લાસ

એટલે? તું મારી સાથે નહિ તો કોની સાથે લગ્ન કરશે?

શૈલા

હું કોઇ પણ સાથે લગ્ન કરવાની નથી. ઢોંગી જગતના સમાધાન માટે હું મારા માતૃત્વને લગ્નના ફૂલનો ફાંસો નાંખું કેમ? તે સિવાય મારા પાવિત્ર્યની જગતને ખાતરી નહિ થાય? તમે ગમે તેમ વર્તો ને અવિવાહિત રહો તો યે તમારા પાવિત્ર્યની શંકા જગતને નહિ આવે. પુરૂષને શું પરમેશ્વરે પાવિત્ર્યનો પરવાનો આપ્યો છે? સ્ત્રીજાતિની પવિત્રતા જગતને સમજાવવા માટે મેં સમાજની અન્યાયી રુઢિઓ સામે બંડ જગાવવાનું ઠરાવ્યું છે.

ઉલ્લાસ

શૈલા, પોતાનું બળ જાણ્યા સિવાય બંડ ઉઠાવનાર ફાંસીએ જાય છે, એ તો તું જાણે છે ને? વિના કારણે શહીદ થઈ આત્મઘાત કરવો એ તારા જેવી સુશિક્ષિત સ્ત્રીને ન શોભે.

શૈલા

ના, ના. હું મારો નાશ કરતી નથી, પણ સ્ત્રીજાતિના ઉધ્ધારનો માર્ગ શોધી રહી છું. પ્રકૃતિને વશ એકાદ કુમારિકા માતા થઇ અને એના સુખના ભાગીદારે તમારી માફક એને વિશ્વાસઘાત કર્યો તો એવીને પ્રમાણિકપણે આબરૂભેર જીવવા માટે એક પણ માર્ગ સમાજે રહેવા દીધો નથી. એથી કેટલી યે કમનસીબ કન્યાઓ આત્મઘાત કરે છે, અનીતિને માર્ગે ચઢે છે અથવા ચોરીથી માતૃત્વનો નાશ કરી પોતાના સ્ત્રીત્વની વિડંબના કરી જીવન વિતાવે છે. આવી દુર્દૈવી સ્ત્રીઓને મનુષ્ય તરીકે જીવવાનો એકાદ માર્ગ મળે તો તે હું શોધી રહી છું.

ઉલ્લાસ

પણ તેં શોધી કાઢેલ માર્ગે માત્ર નિષ્પાપ અને કમનસીબ

સ્ત્રીઓ જ જશે એની શી ખાતરી ? બારણું ઉઘાડું મૂકીશું તો એમાંથી પવન જ આવશે અને ચોર નહિ આવે એની ખાતરી શી ? કુમારી માતા તરિકે તું સમાજમાં ઉંચે માથે ફરશે તો કાલે અનેક કુમારિકાઓ લગ્નની જવાબદારી ફેંકી દઈ તારૂં આંધળું અનુકરણ કરશે, લગ્નસંસ્થા નામશેષ રહી જશે.

### શૈલા

લોકો કર ન આપે તો રાજાના ખજાનાનું શું થશે એની ચિંતા ચોરે કરવાની જરૂર નથી. લગ્નસંસ્થાની પવિત્રતા તમે કેટલી જાળવી છે, તેની મને ખબર છે. મૂર્ખ, અજાણ કુમારિકાઓને પોતાના મોહમાં ગુંથનારા તમારા જેવા ઢોંગી પરિણિતો જ લગ્નસંસ્થાના કટ્ટા દુશ્મન છો. પરિણિત પુરુષોના છાના વ્યભિચાર કરતાં કુમારિકાનાં માતૃત્વનો આવિષ્કાર તમને વધારે ઘોર પાતક લાગે છે. કહો છો કે અનેક કુમારિકાઓ લગ્નની જવાબદારી સ્વીકાર્યાં વિના માતા બનશે. જાણે લગ્ન કરતાં માતા થવું વધુ સુખદાયક હશે! જાઓ, ચાલવા માંડો અને કુમારિકાઓના જીવનને વેડફી દેનાર તમારો જુનો ધંધો જગતમાં ચલાવવા માંડો. મારી માફક તમારો નાશ થવાનો ભય જ નથી.

### ઉલ્લાસ

વાહ વાહ ! માબાપના છત્ર નીચે સુરક્ષિતપણે બેસીને જગતની સામે બંડ ઉઠાવવાનું સાહસિકવ્રત તેં સ્વીકાર્યું છે તે બદલ અભિનંદન ! ઘરના ઉંબરા પર બેસીને એક કુરકુરિયું પણ આખા જગતને ભસી શકે છે, સમજી ને ?

### શૈલા

એટલે શું મારા પોતાના પગ પર ઉભી રહેવા હું અસમર્થ છું એમ તને લાગે છે ?

ઉલ્લાસ

અરે આ તારા બાપુનું ઘર છોડી જરા જગતમાં બહાર તો પડ, પછી તારા બંડનો આ પરપોટો કેટલો વખત ટકે છે તે જોઇ લે. ખાબોચિયાનો દેડકો સમુદ્ર તરવાની બડાઈ મારે તેવી જ તારી આ ખોટી બડાઇ છે. બહારના જગતનાં મોજાંનો પહેલો સપાટો આવતાં જ તું ગભરાઈ જઈશ, અકળાઈ મુઝાઈ જઈશ અને ત્યારે જ તું ઠેકાણે આવીશ. હજી અર્ધો પોણો કલાકમાં સ્પષ્ટ વિચાર કર. મારી સાથે લગ્ન કરવાનો વિચાર આવે તો પહેલા માફક મને ફોન કરજે. આથી વધાર રાહ જોવા હું તૈયાર નથી. ( જવા માંડે છે. )

શૈલા

જા. તું જા અને યુગાન્ત સુધી રાહ જોયા જ કરજે. તને ફોન કરૂં તે કરતાં શરીર પર ધાસતેલ છાંટી સળગી જઇને એકાદ આગના બંબાને ફોન કરીશ. જગતના બધા પુરુષો નાશ પામે અને તું એકલો જ શેષ રહી જાય તો ય તારૂં નામ કદી પણ નહિ લઉં, સમજ્યો ને ?

ઉલ્લાસ

( પાછો વળી ) શું કહ્યું, મારૂં નામ પણ નહિ લે કદી ? અને કાલે ( દાંત ચાવી ) મારા છોકરાની માતા થશે ત્યારે કોનું નામ લઇશ ? સારી દુનિયા જ્યારે તારી પાસે આવી શોર મચાવશે, ત્યારે માથું નીચું રાખી આખરે તારે મારૂં જ નામ લેવું પડશે. લગ્ન નહિ કરીશ તો પણ નામ લેવાની વિધિમાંથી કંઇ થોડું જ બચાવાનું છે ?

શૈલા

આ પ્રાણ જશે તો ય મારા મોંમાંથી તારૂં નામ નહિ

નીકળે તે નહિજ નીકળે ! એટલું રાક્ષસી સમાધાન પણ તને ન થવા દઉં એની પૂરેપૂરી ખાતરી રાખજે.

ઉલ્લાસ

તું મોં બંધ કરી મૂગી બેસીશ, પણ જગતની કલ્પનાને—જગતની જીભને કંઇ થોડું જ તાળું મરાશે? લોકોની કલ્પનાનો ધોધ એક બાજુએ વહેવા માંડયો કે પછી એ કયાં જઈ અટકશે તે કહી શકાતું નથી. તું ગમે એટલો પાકો બંદોબસ્ત રાખશે, તો પણ આ ઘરમાં રહેવું તને અશકય થઈ પડશે. શૈલા, તને સાવધ થવાની સૂચના પણ આ જ વખતે આપી જાઉં છું. ધ્યાનમાં રાખ. ( ધીમેથી ) તારો બાપ ચારિત્ર્યહીન છે એ જગત જાણે છે એટલે લોક કદાચ એવો પણ તર્ક......( શૈલા ઉલ્લાસના ગાલ પર એક તમાચો મારે છે. )

શૈલા

એકદમ નીકળ અહીંથી, નહિ તો તારો જીવ લઇશ. નીકળ, બહાર નીકળ. બદ—મા—શ...!

ઉલ્લાસ

( ગાલ પંપાળતો ) ઠી...ક. હું જાઉં છું પણ મારા આ અપમાનનો બદલો એક કલાકમાં જ લઇશ. હવે જોઇ લેજે.

( ઝડપથી ચાલ્યો જાય છે. શૈલા અત્યંત ક્ષુબ્ધ થઈ વિચાર કરતી ઉભી રહે છે, એટલામાં બાજુમાંથી વ્હીસ્કીનો ગ્લાસ લઈ શેખર આવે છે. શેખરની આવી અવસ્થા જોઈ શૈલા એકદમ ભાનમાં આવે છે અને એની પાસે જાય છે. )

શૈલા

શેખર, શેખર, આ તું શું કરે છે? તને ગાંડપણ તો

નથી લાગ્યું ને ?

શેખર

ના, હજી નથી લાગ્યું. હજી હું ગાંડો નથી થયો. મારૂં હૃદય ગયું, છતાં મારૂં મન જીવે છે. ગાંડપણ આણવાની તો આ તૈયારીઓ ચાલે છે. શૈલા, મને ગાંડપણ કેમ ન આવ્યું ?

શૈલા

શેખર, ફેંકી દે એ ગ્લાસ, જોઉં ! નકામું ત્રાગુ શું કામ કરે છે ? બાપુ જોશે તો શું કહેશે ?

શેખર

શું કહેશે ? કહેશે કે મારા જેવો જ મારો દીકરો નીકળ્યો. દારૂબાજ બાપનો દીકરો દારૂબાજ જ નીકળવાનો. ( હસતાં ) મૂરખ ! હું શા માટે પીઉં છું તે લોકો શું જાણે ? તું જ કહે, હું શા માટે પીઉં છું ? તને શું લાગ્યું ? શું હું બાપુ માફક લહેર કરવા પીઉં છું ?

શૈલા

તું દુર્બળ છે, તું આત્મવિશ્વાસ વગરનો છે તેથી તું પીએ છે. આંખ ઉઘાડીને જગત સામે જોતાં તને ભય લાગે છે.

શેખર

ના, હું બીકણ નથી. હું નિર્બળ નથી, આયુષ્યનો મને ભય નથી, આયુષ્ય કોડી કિંમતનું છે. જીવવા જેટલીયે એની કિંમત નથી. જીવન વિશ્વાસઘાતી છે. સુખની ખોટી આશા આપી તે મનુષ્યને ફસાવે છે અને પછી તેનો નાશ કરે છે. દારૂ મરણ જેવો છે, એ છેતરતો નથી.

શૈલા

એટલે તારો પોતાનો નાશ કરવા માટેજ આ ઝેર તું પીએ છે?

શેખર

ના, મારે મારો નાશ નથી કરવો, મારા જીવનનો નાશ કરવો છે અને તે જીવતા રહી ઉઘાડી આંખે જોવો છે. કહે, હું દુર્બળ છું, હું બીકણ છું! (હસે છે) તને ખબર છે કે માણસના શરીરને જીવતું રાખી એની માણસાઈને મારી નાખનારૂં તીવ્ર ઝેર આ એક જ છે? આજ સુધીનું બાપુનું જીવન જોઈને મેં એ શોધ કરી છે. મારે મારાં મન અને માણસાઈ એ બંનેને છેક જ મારી નાંખવાં છે, જીવન પર વેર લેવા માટે આ ઝેર પીઉં છું. સમજણ પડી?

શૈલા

નામર્દો જ આયુષ્યનો નાશ કરી એના પર વેર લે છે. સ્ત્રી હોવા છતાં હું જીવનના એક ભયંકર સંકટનો સામનો કરવા આજે તૈયાર થઈ છું અને તું પુરુષ જેવો પુરુષ થઈને એક ચોર-ખૂનીની માફક આયુષ્યને પીઠ પાછળથી ખંજર મારી એનો નાશ કરે છે! આયુષ્યની સામે થઈ ઝઝૂમ. જીવન પર વેર લેવાથી એને શું નુકસાન થશે? ઘરમાં નકશાને પાણીમાં ડુબાવી દેવાથી કંઈ જગતનો પ્રલયકાળ ઓછોજ થાય છે?

શેખર

જીવનનું મોં જોવાની જ મારી ઈચ્છા નથી, તો એને મારૂં મોં બતાવવાની વાત જ ક્યાં રહી? કોને માટે, શા માટે જીવનનો સામનો કરૂં?

શૈલા

તારે માટે ! તારી મહત્ત્વાકાંક્ષા માટે !

શેખર

મારી બધીએ મહત્ત્વાકાંક્ષા ધૂળમાં મળી ગઈ છે.

શૈલા

તો આપણી બાના સુખ માટે. મેં બાનું હૃદય આળું તો ફરી જ મૂકયું છે, નિદાન તું એના પર ઝેર રેડી એના જખમી પ્રાણુનો નાશ ન કર.

શેખર

હા. બાની યાદ આવતાં મનને કંઇ કંઈ થાય છે. થોભ, એ યાદ જ મારી નાંખે છે. ( પ્યાલામાંથી મોટો ઘૂંટડો લઇ ) બા દેવતા છે, એ એકલી જ દેવતા છે. હું શયતાન છું, પાપી છું. બાપુનાં બધાં પાપનો વારસો મને એકલાને જ મળ્યો છે. તું બા જેવી સદ્‌ગુણી છે, હાં !

શૈલા

ના, ના, શેખર, હું સદ્‌ગુણી નથી. હું પાપી છું, અતિશય પાપી છું. તને એ શી રીતે કહું ?

શેખર

ના, તું પાપી નથી, હું જ પાપી છું. તારાથી કદી પાપ થાય જ નહિ. ( શૈલા રડવા લાગે છે. ) જા. મારે માટે રડ નહિ. મારે માટે રડવાનો કંઇ અર્થ નથી. બાને જઇને કહે કે હવે શેખરની આશા રાખશો નહિ. શેખર...ગયો...કાયમને માટે ગયો. ( પીવા માંડે છે. શૈલા રડતી અંદર જાય છે. ) રસુલ, ( રસુલ આવે છે. ) રસુલ, ગ્લાસ ભરી લાવ.

રસુલ

સબુર કરો, ભાઇ, તમે આ તે શું કરો છો ?

શેખર

ચૂપ—ગ્લાસ ભરકે લાવ ! ગેટ આઉટ—.

રસુલ

બડા સાબ માટે હવે છેવટની એકજ બાટલી રહી છે.

શેખર

જાઓ—અભી કે અભી ભરકે લાવ ! આજ હમભી બડા સાબ હૈ.

[ રસુલ જાય છે. અને ગ્લાસ ભરી લાવી શેખરની સામે મૂકીને ચાલ્યો જાય છે. થોડીવારે નયના આવે છે. શેખરને પીતો જોઈને વરતજ તેની પાસે દોડી જાય છે. ]

નયના

( મોટેથી ) હાથ નીચો લે !

શેખર

( તેની સામે જોયા વિનાજ ) સારૂ જગત આવીને કહે તો પણ એ હાથ નીચો નહી જ જાય.

નયના

શું, મારૂં પણ કહ્યું નહિ માને તું ?

શેખર

કોણ તું ? ચલે જાવ ! (હસીને) બોલ્યા હાથ નીચો લે ! ( પીએ છે ) આ હાથ નીચો નમાવવાની શક્તિ માત્ર તેનામાંજ

છે-હતી-મારી નયનામાં—.

નયના

શેખર, મને તેં ઓળખી નહિ! તારી નયનાને તું વિસરી ગયો ?

શેખર

કોણ નયના?

નયના

હા, શેખર, તારી નયના! આ તારી પાસે ઉભી છે—જો—મારી સામે જો!

શેખર

(તેની સામે જરા જોઈને) તું નયના! તો મારો હાથ નીચો કેમ નહિ નમ્યો? કહે છે હું નયના છું! (મોટેથી હસીને) મારી નયના અહીં છેજ ક્યાં? તે તો ગઈ—મારા હૃદયના ચૂરા કરીને તે તો ચાલતી થઇ ગઇ. તે તો મને હવે આવતા જન્મે મળવાની છે. મારી નયના મને આ ગ્લાસમાં દેખાય છે. (ગ્લાસ આંખની છેક પાસે ધરી ટીકીને જુવે છે) તું જો—એમાં તને તે દેખાય છે?

નયના

શેખર, હું હજી સુધી જીવતી રહી છું તેથી તું મને ટોણો મારે છે? મારા હૃદય પર ઘા કરે છે? પણ શેખર, હું તારે માટે, કેવળ તારે જ સારૂ જીવતી રહી છું. મૃત્યુના છેલ્લા પગથિયેથી હું તારેજ ખાતર પાછી ફરી છું.

શેખર

તું કેમ પાછી આવી? મને લઈ જવા માટે? હું પાછળ

એકલો રહી જાઉં એટલા માટે મારો હાથ પકડી લઈ જવા સારૂ ? પણ હું શું કરૂં, નયના ? આયુષ્ય એવું કંટાળાભર્યું છે ! એને પૂરૂં કરવા પ્રયત્ન કરૂં છું પણ એ પૂરૂં થતું જ નથી. ચાલ, તારે હાથે એક ઘૂંટડો પા. જગતના દુષ્ટપણાનો તીવ્ર અર્ક થોડો એમાં નાખ એટલે હું તારી સાથે આવી શકીશ.

નયના

ના, શેખર, આ ઝેર પાઇ તને મારવા માટે હું પાછી નથી આવી. આ ઝેર તારા હાથમાંથી છીનવી લઇ તને જીવાડવા સારૂજ પાછી આવી છું. શેખર, હું પાછી કેમ આવી તે તું જાણે છે ! આ જગતની છેલ્લી વિદાય લેવા હું ગઇ કાલે નદી તીરે જતી હતી. હું શુદ્ધિમાં ન હતી. મારા પગ લઇ જાય ત્યાં હું જતી હતી; એવામાં એક જગાએ લોકો ભેગા થયા હતા અને બૂમાબૂમ કરતા હતા તે જોઇ હું ભાનમાં આવી. મારી આંખોએ શું જોયું ? શેખર, એક બાંકડા પર તું બેહોશ થઇને પડયો હતો અને હાથના ચાળા કરી તું મોટેથી ગાતો હતો—બૂમો પાડતો હતો. તારી આજુબાજુ હલકા લોકો ભેગા થઇ તારી મશ્કરી કરતા હતા, હસતા હતા, પણ તેની તને ખબર નો'તી. એ જોઇ મારા હૃદયના ટુકડે ટુકડા થઇ ગયા. મારો આત્મહત્યાનો નિશ્ચય પીગળી ગયો. તે જ ક્ષણે હું પાછી આવી. શેખર, આખી રાત હું તારા વિચારે રડી. મને વિસરવા આ ભયંકર વ્યસનના પંઝામાં પડી તું તારા જીવનનો ધ્વંસ કરી રહ્યો છે એ જાણ્યા પછી મારો આત્મા શરીરમાંથી બહાર કેમ નીકળે ? આટલું ભણેલો, ડાહ્યો તું ! મનથી હવે નિશ્ચય કર, આ ગ્લાસ ફોડી નાંખ. મારા ગળાના સોગન ખાઇને કહે કે આ ઝેરનું એક ટીપું પણ ફરી નહિ પીએ, એટલે હું સુખેથી મરીશ.

શેખર

(તુચ્છકારીને) છટ્! તને વિસરવા હું પીઉં છું? (મોટેથી હસે છે.) તું મૂરખ છે. જા, તેં મારું અંતઃકરણ હજી ઓળખ્યું જ નથી.

નયના

હા, મને વિસરવા, મને વિસરવા જ તું ઝેર પીએ છે. ખોટું બોલીશ નહિ.

શેખર

તને વિસરવા નહિ, પણ મને વિસરવા આ ઝેર પીઉં છું. તને તો હું ક્યારનો ભૂલી ગયો—તદ્દન ભૂલી ગયો.

નયના

શું? મને ભૂલી ગયો? એ બને જ નહિ. મને તું કદી ભૂલી શકે તેમ નથી. મારા પરનો તારો પ્રેમ નિર્મૂળ થાય એ ત્રિકાળે પણ શકય નથી.

શેખર

પ્રેમ? (હસે છે.) તારા પર મારો પ્રેમ? (વધારે જોરથી હસે છે.) બેવકૂફ છોકરી, તારો પ્રેમ કરવો એ પાપ છે. તારા પર પ્રેમ કરવાનો મને અધિકાર નથી. તને આગળ મેં એક પત્ર લખ્યો હતો, નહિ? એના મેં હમણાં જ ટુકડા કરી નાખ્યા.

નયના

શેખર, તું ભાનમાં નથી. તું ગમે તેમ બબડે છે. (એને હલાવી) શેખર, મારા ગળાના સમ, જૂઠું બોલીશ નહિ. તારો મારા પર પ્રેમ છે કે નહિ? બોલ, બોલ, નહિ તો અહીંની

અહીં મરીશ.

શેખર

પ્રેમ ખલાસ થઈ ગયો—ખલાસ થઇ ગયો. અભી ખલાસ હો ગયા. તુમ મર જાઓ.

નયના

અરેરે ! હવે હું મરું કે જીવું એ બધું જ સરખું છે. જે સુખમય વિચારનું ચિંતન કરતાં મેં મરવાનો નિશ્ચય કર્યો હતો તે વિચાર તો તેં મારી પાસેથી ખેંચી લીધો. શેખર, આ પળે તેં મારો નાશ કર્યો.

શેખર

ના, તું મરીશ નહિ—જીવતી રહે, ખૂબ જીવતી રહે અને તારા સૌંદર્યનું વિષ પાઈ બધા ય જુવાનોને મારી નાંખ. બસ મારી નાંખ. ( મોટેથી હસે છે )

નયના

ખબરદાર, એવું બોલ્યો તો ! પત્થર, કસાઇ ! મારો જીવ જાય—એવી મશ્કરી કરે છે ? તારા બાપે મારી માનો નાશ કર્યો તે કરતાં ય વધુ ભયંકર નાશ તેં મારો કર્યો છે. દેહની મશ્કરી કરી પશુ માફક જગતમાં જીવતાં મને નહિ આવડે એમ તને લાગે છે. જાઉં છું, આમ જ જાઉં છું. જીવતાં રહીને મૃત્યુની ભયંકરતાનો અનુભવ કેમ લઇ શકાય છે તે જગતને શીખવું છું. ( ઝડપથી ચાલી જાય છે. )

શેખર

( ભયંકરપણે સામું જોતાં ) હવે મારી માણસાઈ બળીને ખાક થઇ ગઇ. ( કરુણા આવે છે. )

કરૂણા

(શેખરના હાથમાં ગ્લાસ જોઈ ક્રોધથી) શેખર, તેં વળી આ શું માડયું: રસુલ. (રસુલ આવે છે)

કરૂણા

આ ગ્લાસ બહાર ફેંકી દે. (રસુલ ગ્લાસ લઈ જાય છે.)

શેખર

જા, ફેંકી દે. લહેરથી એ ગ્લાસ ફેંકી દે. હવે મને એની જરૂર રહી નથી. મારી માણસાઇ મરી, મારા અંતઃકરણની કૂણી ભાવનાઓનો નાશ થયો. મારૂં મન પત્થર જેવું કઠોર થયું. મારી નયનાના જીવનનો નાશ કરવા જેટલું સામર્થ્ય મારામાં આવ્યું. બસ, જીવન પર વેર લેવાની શક્તિ હવે મારામાં બરાબર આવી ગઈ.

કરૂણા

શેખર, તારા પોતાના જીવન પર વેર લેવાને બદલે તું તારી માતાના જીવન પર વેર લે છે, એ તું કેમ નથી સમજતો? પચ્ચીસ વર્ષમાં મેં જેટલી યાતનાઓ સહન નથી કરી તેટલી યાતનાઓ છેલ્લા આઠ દિવસમાં મેં સહન કરી. મારા સંસાર-વૃક્ષને લાગેલો કીડો આજપર્યંત જીવ જેવી જાળવેલી આ કુંપળને વળગેલો જોઇ મારો આત્મા કેટલો તરફડે છે, તેની તને કલ્પના નહિ હોય. મારા જીવનનો નાશ કરવાનો તારા પિતાનો નિશ્ચય એનાથી પાર નહિ પડે એટલે તું એની મદદે જાય છે, ખરૂંને!

શેખર

બાપે કરેલાં પાપનાં ફળ છોકરાંઓએ ભોગવવાં જોઇએ એમ તું જ તે દિવસે કહેતી હતી ને? તો પછી મારે એ ફળ

ભોગવવાં જ જોઇએ ને ? બાપુના નસીબ સાથે તારૂં અને મારૂં નસીબ જોડાયલું છે, એને તું ય શું કરવાની અને હું ય શું કરવાનો ? નાશના વમળમાં આપણે બન્ને સપડાયાં છીએ.

કરૂણા

શેખર, તું નાનો હતો. એક દિવસ હું બાગમાં ફૂલ વીણતી હતી, તું ફણુસીએ લટકેલાં ફણુસને પત્થર મારતો હતો; એવામાં એક પત્થર ઉડીને મારા હાથ પર વાગ્યો, જખમ થઈ થોડું લોહી નીકળ્યું. એ જોઇને જ તું મારી પાસે દોડી આવ્યો. મારી કમરે વળગી ખૂબ ખૂબ રોયો. આટલાં વર્ષ થયાં હજી મને એ પ્રસંગ યાદ છે. તારી બાને એટલો નાનો જખમ થતાં તને એટલું બધું લાગેલું, આજે તું મારૂં આખું હૃદય લોહીઆળ કરી મૂકે છે છતાં તારી આંખમાં એક પણ આંસુ આવતું નથી! શેખર, મા માટેની તારી લાગણીઓ ક્યાં ગઈ ? તારૂં અંતઃકરણ કઠોર કેમ થયું ? બોલ, તારી મા માટે તું રડતો કેમ નથી ? તેના મર્યા પછી રડીશ ? ( રડે છે. શેખર પણ એના ખભા પર માથું નાંખી રડે છે. થોડો વખત વીત્યા બાદ ) શેખર, ઉઠ, આંખ લૂછ.

શેખર

બા, તું જ મારી આંખ લૂછ, નાનપણમાં તારા પાલવથી મારી આંખ લૂછતી તેમ લૂછ. હજી થોડું મનુષ્યત્વ મારામાં બાકી રહ્યું લાગે છે. ઉનાળામાં સૂકાઇ ગયેલી કુઇના તળીઆમાં એકાદ નાનું ઝરણું ફૂટે એવી રીતે મારા પત્થરહૃદયમાંથી માના પ્રેમનો ઝરો ફૂટે છે. પણ બા, આ અમૃતનો ઝરો લાંબો વખત નહિ ટકે, હોં !

કરૂણા

કેમ ? એમ શા માટે ?

શેખર

બળે છે, અંદર કંઈ બળે છે. મારા મનની કોમળ ભાવના અંદર કોઇક શોષી લે છે. અંતર બળુંબળું થઇ રહ્યું છે. આજ સુધીમાં કદી ન અનુભવેલી વાસનાઓ લોહીમાં–કાળજામાં સળવળાટ કરી રહી છે. એના એક સરખા સળવળાટથી અંગોમાં આગ લાગે છે. શરીરનો પ્રત્યેક કણ સળગતો હોય એમ લાગે છે. (એકદમ) જો, શરૂ થયો આ ઝેરનો વેગ. કાળજા સુધી પહોંચ્યો. આગ–આગ–આગ! દોડતો જઇ એકાદ ઠંડા પાણીવાળા ખાડામાં પડું કે બરફના ઢગલામાં માથું ખોસું?

કરૂણા

(વિહ્વળતાથી) બોલ, કયાં બળે છે? લે હું તારૂં માથું ચાંપું, તને હૃદય સાથે ગાઢ દાબું.

શેખર

ના, એ આગ એમ નહિ બૂઝાય. એ આગ બીજા એક જલીમ વિષથી જ બુઝવી શકાશે. (ઉઠવા માંડે છે) હમણાં જ આવું છું.

કરૂણા

થોભ, થોભ. તું કયાં ચાલ્યો?

શેખર

એ આગ બુઝાવવા.

(દોડતો અંદર જાય છે. કરૂણા બાઘી નજરે જોઈ રહે છે એવામાં રસુલ એક બૅગ હાથમાં લઇને અંદરથી આવે છે અને દરવાજા તરફ જાય છે. એની પાછળ બહાર જવાના કપડાં

પહેરી શૈલા આવે છે. કરૂણાને જોતાં જ શૈલા અટકે છે. )

કરૂણા

(આશ્ચર્યથી) શૈલા, તું બૅગ લઇને નીકળી? શા માટે? (શૈલા બોલતી નથી) પણ તું જાય છે ક્યાં?

શૈલા

ગમે ત્યાં, આ ઘરથી દૂર દૂર. જ્યાં જવાય ત્યાં.

કરૂણા

(બૂમ પાડીને) રસુલ, નીચે મૂક એ બૅગ! શૈલા, આ ઘરમાંથી હું તને બહાર જવા દેવાની નથી. તમે બન્ને જણે મળીને મને મારી નાખવાનો વિચાર કર્યો છે કે શું? શૈલા, તેં આ શું માંડયું છે?

શૈલા

(રસુલને) રસુલ, એ બૅગ બહાર ગાડીમાં મૂક. (મોટેથી) ચાલ જા! (રસુલ જાય છે.) બા, બા, આ ઘર છોડવાનો નિશ્ચય હવે મારાથી બદલાય એમ નથી. હું તારે પડે પડું છું, મને અટકાવીશ નહિ.

કરૂણા

શૈલા, તને પણ મારા પર તિરસ્કાર આવવા માંડયો શું? તને મારે માટે કંઈ જ લાગણી નથી?

શૈલા

બા, તારે માટે મને એટલી બધી લાગણી છે કે હું તને શું કહું? અને એટલા માટે જ હું આ ઘર છોડું છું. બા,

તારા સારાપણાનો હું એટલો લાભ લઉં છું...જગતના કઠોર અન્યાયો સામે થવાનું જે વ્રત મેં લીધું છે તેનું ઉત્થાપન કરતાં મારા જે હાલ થાય તે તારાથી નહિ જોવાય. તું આટલી બધી સારી કેમ છે? તું આટલી બધી સારી ન હોત તો તને છેતરીને હું અહીં જ રહી હોત. મને હવે જવા દે. હું તારી જ દીકરી છું ને? આજ સુધી આટલાં દુઃખો સામે તું એકલી ઝઝૂમી. આમને આમ તું જો અમારી મદદમાં હઈશ તો જગત સામે એકલા ઝઝૂમવાની શક્તિ અમને ક્યારે મળશે?

કરૂણા

શૈલા, આવા વખતે તને બહાર જવા દઉં? બહાર ગીધોનું ટોળું હલ્લો કરવા તૈયાર જ ઉભું હોય ત્યારે કઈ માતા પોતાના જખમી બચ્ચાને બહાર નીકળવા દેશે? આવી સ્થિતિમાં ત્યાં તને પડખે કોણ લેશે?

શૈલા

બા, જગતમાં તારા જેવું કોઈ પણ નહિ હોય? તું નિશ્ચિંત રહે. મારા પર દયા કરનાર કોઈ પણ મને મળી આવશે.

કરૂણા

ના, શૈલા. તને બહારના જગતની હજી કલ્પના નથી. એ જગતમા કોઇ તારી દયા નહિ ખાય, બધાં તને પતિતા કહી પજવશે. સ્ત્રી સરખી સ્ત્રીઓને પણ તારી દયા નહિ આવે. અને આવે વખતે તો સ્ત્રીને સ્ત્રીની દયા નથી જ આવતી, ઉલટું તેઓ સ્ત્રીને વધારે ધિક્કારશે. પુરૂષો તારી અસહાયતાનો લાભ લઇ તને પોતાની દુષ્ટતાની જાળમાં વધુ ને વધુ ફસાવવા પ્રયત્ન કરશે.

શૈલા

જગતના ભયથી અહીં રહી મારું રક્ષણ કરવા કરતાં

જગતની સામે જઈ જે થાય તે સહન કરવા તૈયાર થવું મને બહેતર લાગે છે. બા, તું હવે કોનું કોનું દુઃખ સહેશે? બાપુનું, શેખરનું કે મારૂં? એ બધી યાતના તું શોષવશે પણ શી રીતે? અને દીકરી થોડી જ આખી જીંદગી સાથે બેસી રહે છે? છોકરીને ક્યારે ય માનું ઘર છોડવું તો પડે જ છે ને? મારી બા, તારા સુખની બધી આશા એક શેખર પર છે. શેખરનું ધ્યાન રાખવું એ તારી પહેલી ફરજ. એના તરફ લક્ષ આપ અને એને ઠેકાણે આણ. મારી ચિંતા જરા પણ કરીશ નહિ. મને મારે રસ્તે જવા જ દે.

( કરૂણા તરફ ન જોતાં ચાલી જાય છે. કરૂણા ગાંડાની માફક આમ તેમ જુએ છે. એવામાં વિશ્રામ આવે છે. )

વિશ્રામ

રસુલ !

કરૂણા

આવ્યા તમે? શૈલા હમણાં જ ગઈ, તમે જોઈ એને? જાવ, એની પાછળ જાવ, એનું મન મનાવી ઝટ એને પાછી લાવો.

વિશ્રામ

અરે શૈલા ગઈ તે પાછી આવશે પણ આજ મારી આબરૂ જવાની વાત છે, એ એક વખત ગઈ તો પાછી નહિ આવે. મારી આબરૂ......!

કરૂણા

જ્યાં ને ત્યાં તમારી આબરૂ આબરૂ! ગામને સીમાડે તમારી આબરૂની તો ચીંદરડીઓ લટકે છે. હવે કઈ આબરૂ

માટે તમારો જીવ તલસે છે તે કંઇ કહેશો ?

વિશ્રામ

તને કહીને શું ફાયદો ? બધા ય મિત્રો નિમકહરામ નીકળ્યા. મારા પૈસા પર આજ સુધી બધાએ લહેર કરી, આજે ખરી અણીને વખતે એમાંનો એક પણ કામ લાગે તો એના બાપના જ સોગન. ( રસુલ આવે છે ) ત્રણ પેગ લઇ આવ, સોડા નહિ.

( રસુલ જાય છે. )

કરૂણા

રસુલ, ખબરદાર, ગ્લાસ લાવ્યો તો તારૂં માથું જ ફોડી નાખીશ.

( રસુલ ભયભિત થઈ જાય છે. )

વિશ્રામ

એટલે !

કરૂણા

( હુકમ કરતી હોય તેમ ) બેસો અહીં ! આજ સુધી દારૂના ગ્લાસમાં તરબોળ કરી મૂકેલા તમારા મગજને જરા પ્રકાશ પામવા દો અને હું કહું છું તે સાંભળો.

વિશ્રામ

અહીં મારૂં માથું કૂટવાનો વખત આવ્યો છે ત્યારે......

કરૂણા

મારા આયુષ્યની દોરી તૂટવાનો વખત આવ્યો છે. આજ હું કશાની પણ પરવા કરવાની નથી. છેલ્લાં અઢાર વર્ષથી આપણે મન મોકળું કરી એકબીજા સાથે કદી બોલ્યાં નથી.

આજ મારે હૃદય ખોલી, દીલના પડદાઓ તોડી તમારી સાથે બોલવું છે. કાળજાની કૂપીમાં સંતાડી રાખેલું વચનોનું કડવું ઔષધ આજ તમારે ગળે ઉતારવાનું છે. કહો, જીવન તરફ ઉઘાડી આંખે એક પણ ક્ષણ જોયું છે? બોલો !

વિશ્રામ

નો ટાઈમ! જીવનને નવરાશથી જોવાનો મને વખત નથી.

કરૂણા

વખત નથી! અરે એમ કહો કે જીવન તરફ ખુલી આંખે જોવાની તમારી હિંમત નથી. પ્રમાદના અંધકારમાં એક ઘુવડ જેવું જીવન તમે ગાળી રહ્યા છો. તમારા જેવા બીકણ, દારૂબાજ માણસમાં સત્યના પ્રકાશને જોવાનું સામર્થ્ય નથી. જીવનની વાસ્તવિકતાના તમને દર્શન થાય તો ફાંસી દીધેલા માણસની માફક તમારી જીભ અને આંખ બંને બહાર નીકળી પડે.

વિશ્રામ

આગ લગાડ તારા એ સત્યને. મારે એની જરૂર નથી.

કરૂણા

સારા જગતને આગ લગાડો. જગત બળી જશે તોય સત્ય અખંડ રહેશે. આજ સુધી દારૂમાં ડૂબાવી રાખેલું સત્ય સેતાનની માફક બહાર આવી તમારી છાતી પર ચઢી બેસીને કુદ્યા સિવાય રહેવાનું નથી. રાક્ષસ, આજ અઢાર અઢાર વર્ષથી તું મને દળી રહ્યો છે, શા માટે?

વિશ્રામ

જરા મર્યાદા તો રાખ !

કરૂણા

સંસારનો સારો મહેલ તૂટી પડયો. હવે ભીંત સંભાળવાથી શું ? બોલો, આ જીવનમાં તમને એક વાર પણ પશ્ચાત્તાપ થયો છે ?

વિશ્રામ

પશ્ચાત્તાપ ! શા માટે ? કોઇના ઘર પર મેં દરોડો પાડયો નથી કે કોઈનું ખૂન પણ કર્યું નથી.

કરૂણા

તમે તમારા સંસાર પર દરોડો પાડયો, તમારા સર્વસ્વનો નાશ કર્યો. હવે કહો, મારા દેહનો નાશ કયારે કરો છો ? તમારા પાપનો ભાર મારે ગળે બાંધી મને આમ અદ્ધર કયાં સુધી રાખશો ?

વિશ્રામ

મેં મારા સર્વસ્વનું ખૂન કર્યું તેમાં તારે રડવાનું કારણ શું ? મારા સંસારમાં મને ઠીક લાગે તેમ કરવા હું મુખત્યાર છું.

કરૂણા

ના, ના. મરજીમાં આવે તેમ કરવા તમે મુખત્યાર નથી. જ્યાં સુધી તમારી સ્ત્રી અને તમારાં બાળકોનું ભાવિ તમારા નસીબ પર અવલંબી રહ્યું છે ત્યાં સુધી મરજી માફક વર્તવાનો તમને કંઇ પણ અધિકાર નથી. પરણેલો પુરુષ પોતાની પત્ની અને બાળકોનો જુમ્મેદાર છે, માલિક નહિ. આ જવાબદારીની જાણ તમને હજી પણ થઇ હોય એમ લાગતું નથી. તમે તમારા જીવનને સાવ વેડફી દીધું.

### વિશ્રામ

એ સાંભળ. હું કંઈ સાધુ નથી. હું પણ સામાન્ય પુરુષ છું. બીજા કરતાં મારું મન વિલાસ તરફ વધારે ઢળ્યું હશે, બીજાં કરતાં મેં જીવનમાં વધારે ભૂલો કરી હશે. એ માટે તું મને ભલે દોષ દેતી, પણ મેં તારા જીવનનો ધ્વંસ કર્યો એ આક્ષેપ હું કદી પણ સહન નહી કરી શકું. ઉલટું હું કહું છું કે તેં અને તારા પિતાએ મારા જીવનનો નાશ કર્યો.

### કરૂણા

શું, મારા પિતાએ અને મેં તમારા જીવનને વેડફી દીધું ! તમારી કૃતઘ્નતાએ તો માઝા મૂકી છે. મારા પિતાએ હજારો રૂપિઆ ખર્ચ્યાં, તમારી બોતેર પેઢીને જેટલું શિક્ષણ નો'તું મળ્યું, તેટલું તમને એકલાને આપ્યું. વિલાયત જઈ તમે જે પુરુષાર્થ કર્યો તે ઢાંકવા માટે મારા પિતાએ પાણીની માફક પૈસા વેર્યાં. છેલ્લા અઢાર વર્ષથી તમારા વિલાસને પોષવામાં મારા પિતાનાં પૈસા અને મિલ્કતની ધૂળધાણી થઈ ગઈ. તમે પોતે ક્યારે ય એક પાઈની કમાણી કરી છે ? ઘરબાર લિલામ થવાનો પ્રસંગ આવ્યો તો પણ તમારા રંગરાગમાં એકે દિવસ વાંધો પડયો છે ? મારા બાપની આટલી મિલ્કત હોવા છતાં મને એકની એક છોકરીને એક એક પૈસા માટે વલખાં મારવાં પડયાં છે. મારા પિતા કંઈ તમારા પૂર્વજન્મના દેવાદાર હતા ? આ કરતાં મારા પિતાજીએ એ બધી મિલ્કત મારી સાથે સમુદ્રમાં ડુબાડી દીધી હોત તો એના આત્માને આટલું શોષવું ન પડત, સમજ્યા ને ?

### વિશ્રામ

ઘરજમાઈ થવા માટે તારા બાપના દરવાજા આગળ હું-

કંઇ ભીખ માગવા નહોતો આવ્યો. ગરિબાઈમાં જન્મેલા મારા જેવા મહત્ત્વાકાંક્ષી તરુણને એણે જાણીબૂઝીને સોનાના ઢગલામાં દબાવી દીધો. મારી બુદ્ધિ અને આકાંક્ષાને દાબી દીધાં. મારી ગરિબાઇનો એમણે આમ દુષ્ટપણે નાશ ન કર્યો હોત તો મારી બુદ્ધિ અને કર્તવ્યશક્તિનું સામર્થ્ય હું આજે જગતને બતાવી શક્યો હોત. તારા પિતાએ મારી સામે સોનાનો ચળકાટ ધર્યો, એ મૃગજળથી આકર્ષાઇને મેં મારા જીવનનો નાશ વહોર્યો.

### કરૂણા

સંપત્તિનો સદુપયોગ કરતાં આવડે એટલા માટે તમને હાથમાં સંપત્તિ આપતાં પહેલાં ઉતમ શિક્ષણ આપ્યું. મોહમાં ફસાવા જેટલા અજ્ઞાની કે અંધ તમે નો'તા રહ્યા.

### વિશ્રામ

જીવનમાં જુદા જુદા મોહનું હું બલિદાન બન્યો, એને ક્ષણભર નિર્બળતા ગણો તો પણ એ મોહના ગર્તમાંથી મને બહાર ખેંચી કાઢવાની શું તારી ફરજ નો'તી? તેં જીવનમાં કદી પણ મારા તરફ સહાનુભૂતિ બતાવી છે? મારી દષ્ટિએ તેં મારા જીવનનો વિચાર કર્યો છે? હરવખત તું મારા વ્યસનનો, મારા દુર્ગુણનો તિરસ્કાર કરતી રહી છે. તું મોંઢે ભલે બોલી ન હોય પણ મને બરાબર ખાતરી થઇ હતી કે તું મનમાં ને મનમાં મને તિરસ્કારતી હતી. એથી જ મને તારો ભય લાગવા માંડયો અને આ ભયથી જ તારાથી દૂર ને દૂર હું રહેવા લાગ્યો. તમે સદ્દગુણી માણસો સહનશીલ હોતાં નથી, દુર્ગુણને તિરસ્કારી તમે માણસને વધારે દુર્ગુણી બનાવો છો.

### કરૂણા

આજ સુધી બધું મનમાં રાખી ડુંગર જેવડાં દુઃખો તમારે

લીધે ગળી ગઈ તો પણ હું સહનશીલ નથી એમ કહો છો ? મારો પ્રાણાન્તનો ઘરઘરાટ પણ તમારાથી સંભળાતો નથી ? આજ આટલાં વર્ષથી મારા જીવનો તડફડાટ તમે ખુલ્લી આંખે જોતા આવ્યા છો. પણ તમે એક શબ્દ બોલવા પૂરતી પણ સહાનુભૂતિ દર્શાવી છે ? ઉલટું મારી યાતના જોઇ તમારા પેટમાં હર્ષનાં ઝરણો ફૂટતાં હતાં, તે હું જાણું છું. બીજાનું દુઃખ જોઇ જેને આનંદ થાય એના જેવો જગતમાં બીજો કોઇ સેતાન નથી. તમે એવા જ સેતાન છો. ખરેખરા સેતાન છો.

વિશ્રામ

ભલે હું સેતાન હઇશ તો ય મેં તને કંઇ યાતના સહેવાનું કહ્યું ન હતું. યાતના—યાતના, દુર્બળ માણસ હંમેશાં યાતનાઓને જ રડયા કરે છે. દુર્બળ માણસોનું એજ લક્ષણ છે.

કરૂણા

હું તમને દુર્બળ લાગું છું ! સ્ત્રીઓની સહનશીલતા એ એની દુર્બળતા નથી. દુઃખ સહન કરવામાં પણ જબરદસ્ત સામર્થ્ય જોઇએ છે. મારૂં દુઃખ યાદ આવતાં જ એ છેલ્લાં અઢાર વર્ષ—એ અઢાર વર્ષની ક્ષણેક્ષણ દૈત્યની માફક મારી નજર સામે ખડી થઈ જાય છે, મારાં અંગેઅંગ ધ્રૂજી ઉઠે છે. આંખનો પલકારો લીધા સિવાય હું રાતોની રાતો જાગી છું. દરવાજા પાસે કલાકના કલાકો આંખ ફાડી ઉભી રહું છું. ઘરની સ્ત્રીનો જીવ તરફડતો હોય છતાં કુલટા સ્ત્રીના ગંધાતા ઉકરડા પર આખી રાત ગાળવી ! ત્યાંથી આવીને ગંદી શૃંગારચેષ્ટા કરતા આ શરીરને મેં આ હાથે ચાંપ્યું છે. દારૂથી ગંધાતા તમારા મોંમાં મોં નાખી તમારી પાશવીવૃત્તિના સમાધાન માટે તમારી શય્યાભાગિની થઇ છું. એક...માત્ર એક દિવસ પણ તમે મારા સુખનો વિચાર

કર્યો નથી, કોઇ દિવસ તમને મારી દયા આવી નથી. રસ્તા પરનું કુતરું પણ પગ પાસે આવી બેસે તો તેની પીઠ પર માણસ હાથ ફેરવે. બોલો, તમારા ઘરના કોઢિયામાં ઢોરની માફક બાંધી મૂકેલી આ સ્ત્રીના શરીર પર એક વખત પણ તમે પ્રેમથી હુંફાળો હાથ ફેરવ્યો છે? તમારી દુનિયામાં ન્યાય, દયા, પ્રેમ છે જ ક્યાં? આ જગતમાં પરમેશ્વર છે? ક્યાં છે? હશે તો તે તમારા પુરુષોનો પક્ષકાર હશે, સ્ત્રીઓનો નહિ જ.

વિશ્રામ

ઓહોહો...! મને એમ થાય છે કે આટલું બધું સહન કરી તું મારા સંસારમાં રહી જ શા માટે?

કરૂણા

હા પૂછો, એ પ્રશ્ન તમારા મનને જ પૂછો. હું તમારા સંસારમાં શા માટે રહી? મારા શેખરના પ્રેમ માટે, મારા કર્તવ્ય માટે. સ્ત્રીઓ—માતાઓ સૃષ્ટિમાં પ્રેમ અને કર્તવ્યને અભિન્ન ગણી પોતાના પ્રેમના કર્તવ્ય માટે અને કર્તવ્યના પ્રેમ માટે પોતાના પ્રાણની આહુતિ આપે છે. પતિ પત્નીને બેઇમાન થાય તે છતાં પત્ની પોતાના પતિને બેઈમાન થઈ શકતી નથી. તમારી પત્ની તરીકે હું અઢાર વર્ષ પહેલાં મરણ પામી. અને ત્યારથી બાળકની માતા તરીકે જ અત્યાર સુધી હું જીવી રહી છું. સ્ત્રી જો માતા થતી ન હોત તો જગતમાં કોઇ પણ પુરુષ માટે એ જીવત નહિ. પુરૂષ તદ્દન સ્વાર્થી કૃતઘ્ન પશુ છે.

વિશ્રામ

ખરેખર એમજ હોય તો એ માટે પુરુષને બદલે કુદરતને દોષ દે. પુરુષની કૃતઘ્નતા ખુદ કુદરતને માન્ય છે. કોઇ પણ પ્રાણી તરફ જો. જરા નજર કરી લે.

કરૂણા

જરા સાંભળો. મનુષ્ય પ્રાણી છે, પણ પશુ નથી. એમ કહો તો પશુમાં પણ નરપશુ તમારા જેવા મનુષ્યપશુ કરતાં શ્રેષ્ઠ હોય છે. સ્ત્રી શું પતિના બાળકોને જન્મ આપનાર સાધન જ છે? સવાર સાંજ રસોયણ, વચલા વખતની દાસી અને રાત્રે સહશયન પૂરતીજ ઓળખાણ! આવી પત્ની માટેની કલ્પના! નિસર્ગે સ્ત્રીઓને દીધેલી દુર્બળતાને તમે તમારા ધારા, રૂઢિ, ધર્મ અને નીતિથી વધારે દુર્બળ કહીને એને છેકજ અસહાય બનાવી દીધી છે. સ્ત્રીઓની આ અસહાયતા ઉપર તમે સમાજ વ્યવસ્થાના મહેલો બાંધ્યા છે. લગ્ન એટલે જીવનની ગાંઠ! અરે એ ગાંઠ જીવનની કે મરણની? પોતે છૂટા રહીને સ્ત્રીઓને પૂરી રાખવા માટે પુરુષોએ આ લોખંડી પીંજરૂં તૈયાર કર્યું. હજારો સ્ત્રીઓએ આ પીંજરાના સળીઆ પર માથું પટકી જીવ દીધો હશે. પુરુષોને સ્વેચ્છાચારનું સ્વાતંત્ર્ય આપી સ્ત્રીઓને આજન્મ બંદિવાન કરનાર આ પીંજરાને ભાંગી તોડીને ફેંકી દેવું જોઇએ, તો જ આવતી કાલના સંસારમાં સ્ત્રીઓને ન્યાય મળશે. પણ એ બળ હવે મારામાં રહ્યું નથી. હું થાકી, કંટાળી, હવે મારામાં શક્તિ નથી. (કોચ પર બેસી હાથ પર માથું ટકવે છે) જાઓ, મારે જે કહેવાનું હતું, તે કહી દીધું. હવે મન ફાવે ત્યાં જાઓ ને ચહાય તે કરો.

વિશ્રામ

કરૂણા!

કરૂણા

જાઓ, ચાલવા માંડો. જેમનાં માટે હું અત્યાર સુધી જીવી તેમનાં જીવન હતાં ન હતાં થઈ ગયાં, હવે એક ક્ષણ પણ મારે

તમારૂં મોં જોવું નથી.

### વિશ્રામ

કરૂણા, કરૂણા, તું આટલો બધો મારો તિરસ્કાર કરે છે! મને આટલો બધો ધિક્કારે છે! બોલ, મારા પરનો તારો પ્રેમ શબ્દ પૂરતો પણ નથી રહ્યો ?

### કરૂણા

ના, નથીજ રહ્યો. તમારા જેવા સ્વાર્થની પરાકાષ્ટાએ પહોંચેલા પુરુષ પર પ્રેમ કોણ કરે ? એક વખત તમારા પર મારો પ્રેમ હતો, પણ ત્યારે તમારી માણસાઈ પરવારી નહતી. તમારો દયા અને પ્રેમનો ઝરો સૂકાયો ન હતો. તમે વિલાયત જવા નીકળ્યા ત્યારે શેખર દોઢ મહિનાનો હતો. એને ખોળામાં લઈ હું ઓરડામાં બેઠી હતી. તમે મારી રજા લેવા આવ્યા. તમને જોતાં મારૂં હૃદય ખળભળી ઉઠયું. પણ શેખર જાગી ઉઠશે એમ માની ડૂસકાંને અંદરને અંદર સમાવી તમારા ખભા ઉપર માથું મૂકી કેટલા ય વખત રડી. છેવટે આંખમાંનાં આંસુ શેખરના ગાલ પર પડતાં તે પણ ઉઠયો. પણ તમે રડયા નહિ. ઉલટા હસીને મને ધીરજ આપી, શેખરને ચૂમી મારા ગાલ પર ટપલી મારી હસતા હસતા બહાર નીકળ્યા. પણ ઓરડાની બહાર પગલું મૂકતાં જ તમે ડૂસકું લીધું–એવડું મોટું કે હું પાછી શેખરને હૃદયે વળગાવી છાતીફાટ રડી. એ ડુસકાંમાં તમારા હૃદયનો હુંકાર મેં પ્રથમ સાંભળ્યો. તમે પાંચ વર્ષ વિલાયત રહ્યા પણ એ દિવસોનો વિયોગ પણ તમારા ડૂસકાંની યાદમાં સહ્યો. લોક તમાર માટે ગમે તેવું ખરાબ બોલતા, પિતાજી પણ ચિડાઈને ગમે તેમ બોલતા પણ મને તે કદી ખરું લાગતું નહિ. દરેક વખતે એ ડૂસકાંને યાદ કરી એકાંતમાં બેસી હું રોતી, વિલાપ-

તથી પાછા આવ્યા તે રાત્રે હું શૈલા, શેખર ત્રણે તમારે ગળે વળગી આનંદથી રડયાં. પણ તમે હસ્યા નહિ કે રડયા નહિ. તેજ વખતે હું સમજી કે હવે તમારૂં હૃદય હતું તેવું રહ્યું નથી. તમારૂં એ ડૂસકું અત્યાર સુધીમાં મેં ફરી સાંભળ્યું નથી.

વિશ્રામ

( ગદ્‌ગદિત થઇ , દેવી, દેવી, ક્ષમા કર. હું સ્વાર્થી, કૃતઘ્ની, પાપી પશુ છું મેં સર્વાંશે તારા જીવનને વેડફી દીધું. મને માફ કર. પશ્ચાત્તાપથી મારૂં હૃદય બળીને ખાક થઇ જાય છે. ( ડૂસકાં લઈ રડે છે. )

કરૂણા

હા, આ જ તે ડૂસકું. આ ડૂસકું જ જાણે તે હૃદયનો હુંકાર છે. તમારૂં હૃદય મર્યું નથી, આજ આટલે વર્ષે એ પાછું જીવતું થયું છે.

વિશ્રામ

ખરેખર સ્ત્રી એ પુરુષની દાસી નહિ પણ દેવી છે, એ મને આજે સમજાયું. આજ સુધી તમારા જેવી દેવીઓ પાસે અમારા પત્થરના દેવોની પૂજા કરાવી, અમે સ્ત્રીજાતિની ભયંકર વિડંબના કરી છે. પતિ એ પત્નીનો દેવ નથી. પણ પત્ની એ પતિની દેવી છે. આ દેવીની ઉપાસના પુરુષ જન્મોજન્મ કરશે તો જ એના આજ સુધીના અપરાધની પરમેશ્વર ક્ષમા આપશે. ( એના ખભા પર માથું મૂકી ) કરૂણા, તું મને ક્ષમા કરીશ ? મારા પર દયા કરીશ, તો આપણા તૂટી પડેલા સંસારદુર્ગને હું ફરી પાછો ઉભો કરીશ.

કરૂણા

ઉઠો, હું કોણ તમને ક્ષમા કરનાર ! આજ સુધી સંસારનો

ભાર મેં એકલીએ મારા ખભા પર વહ્યો, હવે એક પણ ડગલું આગળ ચાલવાની મારામાં શકિત નથી. મારા શરીરનું પ્રત્યેક અણું વિસામો માગે છે.

વિશ્રામ

પણ ભવિષ્યનો તો વિચાર કર!

કરૂણા

ભાવિ તરફ આંખ ઉઘાડી જોવાની હવે મારામાં હિંમત નથી. ભૂતકાળ જેટલું જ ભાવિ ભયંકર હશે એવો મને ભય લાગે છે. કાળ પાછલે બારણેથી જાય છે અને આગલે બારણેથી પાછો આવે છે. તમારે મને જીવાડવી હોય તો શેખર અને શૈલાના કલ્યાણની કાળજી કરો.

વિશ્રામ

તું નિર્ભય રહે. કાલનો વિશ્રામ મર્યો. **આવતી કાલનો** વિશ્રામ જગતને નિરાળો જ લાગશે. હમણાં ને હમણાં જઈ શૈલાને બોલાવી લાવું છું.

**( ઉલ્લાસ, બેલીફ અને સિપાઈ આવે છે )**

**ઉલ્લાસ**

**ક્યાં છે શૈલા ?**

વિશ્રામ

પાજી માણસ, મારી શૈલાના જીવનની ધૂળધાણી કરી નિર્લજ માફક ફરી આ ઘરમાં આવ્યો ? ચાલ, જા બહાર! નીકળ!

**ઉલ્લાસ**

**હું આ ઘરમાંથી બહાર જાઉં તે પહેલાં, બૅરિસ્ટર સાહેબ,**

તમારે જ સહકુટુંબપરિવાર આ ઘરમાંથી બહાર જવાનું છે. બેલીફ, આજ બૅરિસ્ટર વિશ્રામ! બજાવો તમારું વૉરન્ટ! (વિશ્રામને) કરો સહી આ કાગળ પર !

કરુણા

( એકદમ ઊઠી ) શાનું વૉરન્ટ ?

ઉલ્લાસ

તમારા ઘરનું જપ્તી વૉરન્ટ ! તમારા પતિએ સાત વર્ષ પહેલાં આ ઘર અમારી બૅંકમાં ગીરો મૂક્યું હતું, તે બૅંકે આજે જપ્ત કર્યું છે. આ બેલીફ તમારા દરવાજા પર પીળુ કાગળ લગાડવા આવ્યો છે. બેલીફ, ગુંદરની શીશી ક્યાં છે? ક્યાં ભૂલી ગયો ? જો અહીં કશે મળી આવશે.

કરુણા

(સ્તબ્ધ થઈને) શું ? હું આ શું સાંભળું છું ? (વિશ્રામને) આ સાચી વાત છે ?

વિશ્રામ

( કપાળે હાથ મૂકી કોચ પર બેસી ) કરુણા, તને શું કહું ? તારી બનાવટી સહી કરી બૅંકમાં મેં આ ઘર ગીરો મૂક્યું હતું એ કયે મોંએ કહું ? પશ્ચાત્તાપની એ ક્ષણે પણ આ વાત મારા હૃદયમાંથી બહાર આવી નહિ. હું પાપી રાક્ષસ છું, કોઈ પણ દયાને હું પાત્ર નથી.

કરુણા

( ગાંડી જેવી ) મારા બાપુનું—મારી માનું ઘર ! ઘર છોડી આપણે જઈશું ક્યાં ?

### વિશ્રામ

(દુઃખથી) ક્યાં જઇશું ? રસ્તા પર. રસ્તો લઇ જશે ત્યાં.

### બેલીફ

અહીં બીજી બાટલીઓ ખૂબ છે, પણ ગુંદરિયું જડે તો કસમ !

### ઉલ્લાસ

જુઓ, બરાબર જુઓ ! હું ઉપર જઈ આવું. શૈલા ક્યાં છે ?

### કરૂણા

થોભો. હું જ ઉપર જઈ મોકલું છું. (દોડતી દોડતી દાદર ચઢે છે.)

### ઉલ્લાસ

(બેલીફને) અરે એઇ, તેં કઈ ચોપડી ગજવામાં સરકાવી ? "સમાજ સ્વાસ્થ્ય" ! ખૂબ ! બેલીફ ! જોઇએ તો ઉપરનું ચિત્ર ફાડી લે, આખો અંક શું કામ તફડાવે છે ? બૅરિસ્ટર સાહેબ, મારે એક કેસમાં તમારી સલાહ લેવી છે. બોલો, આવતી કાલે તમને ક્યાં મળું ?

### વિશ્રામ

(ક્રોધમાં એનાં શરીર પર ધસી જઇ) સેતાન છે કે કોણ ? થોભ, ક્યાં મળવું તે હું તને હમણાં જ કહું છું. (એનું ગળું પકડે છે. એ બૂમ પાડે છે એટલામાં ગૌતમ આવે છે.)

### ગૌતમ

વિશ્રામ ! વિશ્રામ ! આ શું ? છોડ એને ઉલ્લાસ, આ શી

સાંજગડ છે?

ઉલ્લાસ

અરે અમારી બૅંક તરફથી બૅરિસ્ટર સાહેબના ઘરની જપ્તી કરવા હું આવ્યો ત્યારે એણે મારું જ ગળું પકડયું. કંઇ મારા ઘરની જપ્તી થોડી જ છે!

ગૌતમ

એટલે, વિશ્રામ?

વિશ્રામ

ડૉકટર, અમારો સંસાર પૂરો થયો.

ગૌતમ

અને કરુણા ક્યાં છે?

વિશ્રામ

હમણાં જ ઉપર ગઇ.

( રસ્તામાં બાજુએ "બાઈ પડી ગઈ, બાઈ પડી, દોડો દોડો" એવી બૂમ સંભળાય છે. રસુલ દાદર પરથી દોડતો આવે છે.)

રસુલ

બાઇ સાહેબ ઉપરથી પડી ગયાં, દોડો! દોડો!

(ડૉકટર, ઉલ્લાસ, બેરીફ દરવાજા તરફ દોડે છે. વિશ્રામ હતબુદ્ધ થઈ એ તરફ જોતો એક બાજુ ઉભો રહે છે. થોડો વખત પછી ગૌતમ, ઉલ્લાસ, બેલીફ, રસુલ વગેરે કરુણાનું નિશ્ચેત શરીર અંદર લાવે છે.)

વિશ્રામ

કરૂણા! કરૂણા! તેં આ શું કર્યું? ડૉકટર—

ગૌતમ

વિશ્રામ, શાન્ત થા. તારો સંસાર ખરેખર પૂરો થયો. તારી કરૂણા–આપણી કરૂણા ગઈ!

વિશ્રામ

શું મારી કરૂણા ગઇ! મારી દયાની દેવી, મારી ગૃહલક્ષ્મી મને છોડી ગઇ! ના, મને અણુ હમણાં જ મારી આપી હતી. મને એકલો છોડી એ નહિ જાય. ડૉકટર, આ શું થયું?

ગૌતમ

આજ આવતી કાલનો સંસાર. આયુષ્યની જવાબદારી ફગાવીને જીવનારા આજકાલના પુરુષોનું આજ પ્રાયશ્ચિત!

( શેખર ડાબી બાજુની ઓરડીમાંથી બહાર આવે છે અને કરૂણાનું નિશ્ચેત શરીર જોઈ હતબુદ્ધ થાય છે. )

શેખર

( રૂંધાએલા સ્વરે ) કોણ? બા!

વિશ્રામ

( દુઃખાતિરેકથી ) શેખર, શેખર, કરૂણા આપણને છોડી ગઇ. પરમેશ્વરની આપણા પરની કરૂણા ગઈ. શેખર, તારી સાથે આજે હું પણ નમાયો થયો.

શેખર

(શ્વાસ ખાતો) દૂર હઠો ! સારા જીવનમાં જે હાથ મારી માતાના શરીરને અડકયો નથી તે તમારો પાપી હાથ આ છેવટની ક્ષણે એને લગાડી એની પવિત્રતાને અભડાવશો નહિ. (કરુણાનાં શરીર પર માથું નાંખી રડે છે.) બા !

—: પડદો પડે છે :—



